## પ્રકાશક સંસ્થા તરફથી બે બોલ

પુસ્તકાલય-પ્રવૃત્તિના પ્રણેતા સ્વ મોતીભાઈ અમીનની યાદગીરી કાયમ રાખવા માટે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે વડોદરા રાજ્યના પુસ્તકાલયો પાસેથી ભંડોળ ભેગુ કર્યું હતુ; અને તેમાથી દર વર્ષે સ્વર્ગસ્થની સંવત્સરી પ્રસંગે લોકોપયોગી પુસ્તક પ્રગટ કરવા ઠરાવ્યુ હતુ વડોદરા રાજ્યનુ વિલીનીકરણ થતા એ ભંડોળ ઉપર્યુક્ત ઉદ્દેશ પાર પાડવા માટે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ, વડોદરાને સોપાયું છે એ યોજના પ્રમાણે અમારા મંડળે અત્યાર સુધીમા વિવિધ વિષયોને લગતા ૧૭ પુસ્તકો જાણીતા લેખકોના પ્રસિદ્ધ કર્યા છે. એ યોજનાનુ ૧૮મુ પુસ્તક 'કરુણાશંકર - શિક્ષકવિભૂતિ ' સ્વ મોતીભાઈ સાહેબની ૨૩મી પુણ્યતિથિ પ્રસંગે પ્રસિદ્ધ કરતા અમને આનંદ થાય છે.

સ્વ. કરુણાશંકર કુબેરજી ભટ્ટ એક આદર્શ શિક્ષક તરીકે સુવિખ્યાત છે એમનુ જીવન આદર્શ શિક્ષકને છાજે તેવા શિક્ષણપ્રેમ, સાહિત્યપ્રેમ, અને સંસ્કારપ્રેમથી ભરપૂર હતુ એમણે શિક્ષણ દ્વારા તથા તેમના પ્રત્યક્ષ જીવન દ્વારા તેમના શિક્ષણસેવાક્ષેત્રોમા તેમના વિદ્યાર્થીઓના

જીવનમાં તથા તેમનાં વાલીઓનાં જીવનમાં ઉચ્ચ સંસ્કારી રેખા છે. એમના એ સંસ્કારો તેમનાં સેવાક્ષેત્રોમાં વૃદ્ધિંગત થયેલા હાલ પણ પ્રત્યક્ષ જોઈ શકાય છે.

સ્વ. કરુણાશંકરના કાર્યથી પ્રભાવિત થઈને સ્વ. મોતીભાઈ અમીને તેમને પેટલાદના પોતાના સેવાકાર્યમાં સહકાર્યકર્તા તરીકે નોતર્યા હતા; અને ત્યાં તેમણે યશસ્વી કાર્ય કર્યું હતું.

સ્વ. મોતીભાઈ અમીનના આવા સહકાર્યકર્તા સ્વ. કરુણાશંકરનું જીવનચરિત્ર તેમના બંનેના વિદ્યાર્થી સ્વ. દેસાઈભાઈ નાથાભાઈ પટેલે તૈયાર કરેલું તે તેમના અકાળ અવસાનથી અપ્રગટ પડી રહ્યું હતું સ્વ દેસાઈભાઈએ પણ તેમનું જીવન સ્વ. કરુણાશંકરની માફક શિક્ષણકાર્યમાં જ વિતાવ્યું છે, અને એક આદર્શ શિક્ષક તરીકે તેમની સુવાસ તેઓ પાછળ મૂકતા ગયા છે. ઉપરાંત, સ્વ. દેસાઈભાઈ એક સારા લેખક પણ હતા એમના આ જીવનચરિત્ર સંબંધી વાતચીત નર્મદાકાંઠે આવેલા માલસર મુકામે ભરાયેલી કોંગ્રેસ કાર્યકર્તાઓની શિબિરમા સ્વ. દેસાઈભાઈના વિદ્યાર્થિની શ્રીમતી રેખાબહેન ભોગીભાઈ પટેલે અમને કરતાં અમે એ જીવનચરિત્ર જોવા માટે મંગાવ્યું; અને એ જીવનચરિત્ર ઉચ્ચ કોટિનું તેમ જ લોકોપકારક લાગવાથી અમ ગ મંડળ મારફત તે પ્રસિદ્ધ કરવા ઠરાવ્યું.

સ્વ. દેસાઈભાઈના જીવનચરિત્રમા બે ખંડ હતા. એ બે ખંડ ઉપરાંત સ્વ કરુણાશંકરના નિકટના સંપર્કમા આવેલી વ્યક્તિઓએ એમની લખેલી દરમ્યાન અને એ બાદ લખેલા લેખોના સંગ્રહનો ત્રીજો ખંડ ઉમેરવાનુ યોગ્ય લાગ્યુ. આ ત્રીજા ખંડની સામગ્રી સ્વ.કરુણાશંકરના જમાઈ શ્રી હરિપ્રસાદ શાસ્ત્રીએ અમને પૂરી પાડી. સ્વ. દેસાઈભાઈના લખેલા બે ખંડોમા કેટલીક ખૂટતી માહિતી પૂરી પાડવાનું કામ પણ શ્રી હરિપ્રસાદ શાસ્ત્રીએ બજાવ્યું છે. આમ આખા પુસ્તકના સંપાદનમા શ્રી હરિપ્રસાદ શાસ્ત્રીનો મહત્ત્વનો ફાળો છે.

સ્વ કરુણાશંકરના જીવનચરિત્રના આ પુસ્તકમાં આપેલા ફોટોગ્રાફોમાં સ્વ કરુણાશંકરનો ફોટોગ્રાફ તથા તેમના હસ્તાક્ષરના ફોટોગ્રાફ માટેનું મૂળ લખાણ પણ શ્રી શાસ્ત્રીજી પાસેથી અમને મળ્યા છે

આ પુસ્તકનું 'સંપાદકીય' પણ શ્રી શાસ્ત્રીજીએ લખી આપ્યું છે

એમના આ મમતાભર્યા સહકાર માટે અમે શ્રી શાસ્ત્રીજીનો અત્રે આભાર માનીએ છીએ

સ્વ કરુણાશંકરના જીવનચરિત્રના આ પુસ્તકમાં સ્વ દેસાઈભાઈની ટૂંકી જીવનરેખા આવે તે આવશ્યક લાગતા તે લખવા ગુજરાતના જાણીતા સેવક અને સ્વ દેસાઈભાઈના સ્નેહી શ્રી બબલભાઈ મહેતાને વિનંતિ કરતા તેમણે તે તત્પરતાથી સ્વીકારી છે તે માટે અમે શ્રી બબલભાઈનો પણ અત્રે આભાર માનીએ છીએ

સ્વ દેસાઈભાઈના લખેલા આ પુસ્તકના ખંડ ૧-૨ના પ્રકાશન માટે આપેલી સંમતિ માટે તેમના પત્ની શ્રી ગંગાબહેનના પણ અમે આભારી છીએ

આ પુસ્તકના ખંડ ૩માંના લેખો માટે તેના લેખકોના પણ અમે ઋણી છીએ

સ્વ દેસાઈભાઈનો ફોટોગ્રાફ આ પુસ્તકમાં આપ્યો છે તેનો બ્લૉક અમને ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ તરફથી મળ્યો છે, તે માટે અમે તેના પણ ઋણી છીએ

આ પુસ્તકના પ્રકાશનથી ગુજરાતના એક ઉચ્ચ કોટિના શિક્ષકની જીવનઝરમર સંગ્રહીત રહેશે, એના વાચનથી સ્વર્ગસ્થના જીવનકાર્યની ગુજરાતના વાચકવર્ગને ઝાંખી થશે, એ જીવનકાર્યમાંથી ઘણા વાચકોને

ઉચ્ચ જીવન જીવવાની પ્રેરણા મળશે, ખાસ કરીને ગુજરાતના શિક્ષકવર્ગને અને વિદ્યાર્થીવૃંદને એના વાચનથી પોતાના કાર્યમાં વેગ મળશે, એવી શ્રદ્ધા સાથે આ પુસ્તક ગુજરાતની આલમ આગળ સ્વ મોતીભાઈ અમીનની પુણ્યતિથિ પ્રસંગે પ્રસિદ્ધિમા મૂકતા અમને આનંદ થાય છે

અમને આશા છે કે આ પુસ્તક ગુજરાતના પુસ્તકાલયો, વિદ્યાલયો, તેમ જ સામાન્ય વાચકોમા આદરભર્યું સ્થાન પામશે

વડોદરા
તા ૧૨-૧-'૬૧

મણિલાલ મગળજી કાશીવાળા
પ્રમુખ,
પુસ્તકાલય સ  સ  મડળ લિ



## સંપાદકીય

પંદરેક વર્ષ ઉપર ગુરુ શ્રી. રસિકલાલભાઈએ મને સદ્‌ગત શ્રી. કરુણાશંકરની સંસ્કારસંપન્નતાનો અનન્ય આદરપૂર્વક પરિચય આપ્યો ત્યારથી સદ્‌ગતના સદ્‌ગુણોનો મને વધુ ને વધુ પરિચય થતો ગયો. શ્રી. લીલાવતીબહેનના રેખાચિત્રે, 'શ્રદ્ધાંજલિ'માના લેખોએ અને વિશેષતઃ શ્રી લીનાબહેનના વ્યક્તિચિત્રે સદ્‌ગતના ચિંતન અને કાર્યનો મને ઘણો ખ્યાલ આપ્યો. પરંતુ શ્રી. કરુણાશંકરની સળંગ જીવનરેખાનો તેમજ એ શિક્ષકવિભૂતિના વિવિધ પાસાનો વધુ સ્પષ્ટ ખ્યાલ શ્રી. દેસાઈભાઈના હસ્તલિખિત પુસ્તક પરથી મને આવ્યો. પાંચ-સાત વર્ષ ઉપરની વાત છે. શ્રી. દેસાઈભાઈએ પોતાના આ પુસ્તકની હસ્તપ્રત, એમા ખૂટતી કેટલીક વિગતો પૂરી આપવા માટે સદ્‌ગત શ્રી. કરુણાશંકરના કુટુંબને મોકલેલી. ખૂટતી વિગતો પૂરવાનું કાર્ય પૂરું થાય એ પહેલા લેખક અણધાર્યા અવસાન પામ્યા. ત્રણેક વર્ષ ઉપર શ્રી. દીનબન્ધુએ એ પ્રત મને જોવા આપી અને ખૂટતી વિગતોનુ સંશોધન કરવાની કેટલીક સાધનસામગ્રી મને પૂરી પાડી. આ પુસ્તકના વાચને તેમજ એ સંશોધનના કાર્યે સદ્‌ગત શ્રી. કરુણાશંકરની

વિચારસરણી તથા કાર્યસરણી વિશે મારી જિજ્ઞાસા એટલી સતેજ કરી કે ત્યારથી હું એને લગતી વધુ ને વધુ સામગ્રી મેળવવાને તેમ જ વધુ ને વધુ માહિતી તારવવાને યત્નશીલ થયો છું. પરંતુ 'કરુણાશંકર : શિક્ષકવિભૂતિ 'ના લેખક એના પ્રકાશન પહેલાં અવસાન પામેલા હોઈ, સહુ પહેલાં હું શ્રી. દેસાઈભાઈના આ પુસ્તકના પ્રકાશન અંગે યત્નશીલ રહ્યો. ધંધાદારી પ્રકાશકો માંગ અને ખપતનો જ હિસાબ ગણે, તેથી કોઈ સેવાભાવી પ્રકાશક સંસ્થા એને પ્રકાશિત કરે તો સારું, એમ મને લાગતું. આખરે શ્રી. રેખાબહેન દ્વારા આ પુસ્તકની વાત પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.ના પ્રમુખ સમક્ષ રજૂ થઈ અને મંડળના સંચાલકોએ શ્રી. કરુણાશંકર વિશેના આ પુસ્તકને શ્રી. મોતીભાઈ અમીન સ્મારક ગ્રંથમાળામાં પ્રગટ કરવાનું સહર્ષ નક્કી કર્યું.

આ પુસ્તકના ખંડ ૧ અને ૨ના લેખક શ્રી. દેસાઈભાઈ નાથાભાઈ પટેલ છે. ગુજરાતના કેળવણીક્ષેત્રમાં એમણે જે કીમતી ફાળો આપ્યો છે તેની નોંધ આ પુસ્તકમાં આપેલા શ્રી. બબલભાઈના પરિચયલેખમાં થયેલી છે. શ્રી. દેસાઈભાઈ શ્રી. કરુણાશંકરભાઈના એક સુમાહી વિદ્યાર્થી હતા, વિદ્યાર્થીકાળ પછીના તેમના નિકટના સ્વજન હતા અને પોતે પામેલા શિક્ષણસંસ્કારોનો પ્રસાર કરનાર એક સમર્થ શિક્ષણકાર હતા. આ ઉપરાંત સહુને સુબોધ અને પ્રેરક નીવડે એવાં વિભૂતિ-ચરિત આલેખનાર લેખક હતા. આથી સદ્‌ગત શ્રી. કરુણાશંકર જેવી શિક્ષકવિભૂતિનું સુરેખ આલેખન એમના નિકટ સંપર્કમાં આવેલા શ્રી. દેસાઈભાઈ જેવા સિદ્ધહસ્ત શિક્ષક-લેખકને હાથે થાય એ એક વિરલ સુયોગ ગણાય.

શ્રી. દેસાઈભાઈએ આ પુસ્તક બે ખંડમાં લખેલું છે. પહેલા ખંડમાં શ્રી. કરુણાશંકરની જીવનરેખા આલેખાઈ છે અને બીજા ખંડમાં એ વિભૂતિનાં વિવિધ પાસાંનો પરિચય કરાવ્યો છે. લેખકે શ્રી. કરુણાશંકરની જીવનરપર્શી શિક્ષકદૃષ્ટિ સ્ફુટ કરી

છે અને એ પુસ્તકમાંથી શિક્ષક ભાઈબહેનો પ્રેરણા અને માર્ગદર્શન મેળવશે એવી આશા રાખી છે આમ આ પુસ્તક દ્વારા લેખકે ગુરુભક્તિ અને શિક્ષણસેવાનો બેવડો હેતુ સિદ્ધ કર્યો છે એમના આ પુસ્તકના પ્રકાશનને હું એક સુયોગ્ય અંજલિરૂપ લેખું છું સદ્ગત લેખકના આ અપ્રસિદ્ધ પુસ્તકના પ્રકાશનની અનુમતિ આપવા માટે હું શ્રી ગંગાબહેનનો તેમજ લેખકના જીવન તથા કાર્ય અંગેનો પરિચય લખી આપવા માટે શ્રી બબનભાઈનો આભાર માનું છું.

શ્રી દેસાઈભાઈ લિખિત ખંડ ૧ના પૃષ્ઠ બાવન ઉપર એમ જણાવ્યું છે કે સ્વ કરુણાશંકરની શાળાના બાળકો "વિદ્યાવ્યાસંગી જરૂર થયા, શાન્તિનિકેતન અને ગુજરાત વિદ્યાપીઠમાં ભણવા ગયા, પણ એ ખેડૂત તો ન જ થયા" શ્રી દેસાઈભાઈનું આ વિધાન અપૂર્ણ લાગે છે સ્વ કરુણાશંકરની શાળામાં ભણેલા કોસિંદ્રા ગામના ઘણાખરા બાળકોએ ગામમાં રહી સારી રીતે ખેતી કરેલી છે શ્રી દેસાઈભાઈને આ સંબંધી અપૂર્ણ માહિતી મળી હોવા સંભવ છે

'અર્ઘ્ય અને અંજલિ' નામે ત્રીજા ખંડમાં અમે શ્રી કરુણાશંકર વિશે એમના નિકટ સંપર્કમાં આવેલી વ્યક્તિઓએ એમની હયાતી દરમ્યાન અને એ બાદ લખેલા લેખોનો સંગ્રહ રજૂ કર્યો છે એમાં અગાઉ પ્રસિદ્ધ થયેલા સર્વ ગદ્યલેખો એકત્ર થયા છે ગુજરાતને શ્રી કરુણાશંકરનો પરિચય કરાવતો પહેલવહેલો લેખ છે શ્રી. લીલાવતીબહેન શેઠ (હાલના શ્રી લીલાવતીબહેન મુનશી)નો એ લેખ શ્રી કરુણાશંકરની હયાતી દરમ્યાન છેક ૧૯૨૨માં 'રેખાચિત્રો'માં પ્રગટ થયેલો એ પછી થોડા વર્ષે શ્રી લક્ષ્મીકાન્ત શ્રીકાન્તે કોસિન્દ્રાની મુલાકાત લઈ ત્યાં વિકસી રહેલા એમના ઉત્તમ કાર્યક્ષેત્રના સ્મરણ લખ્યા. ૧૯૪૦માં શ્રી કરુણાશંકરનું અવસાન થતા સદ્ગતની અંજલિરૂપે જે ભાવણો થયા અને લેખો લખાયા, તેને કરુણાશંકર સ્મારક સમિતિએ 'શ્રદ્ધાંજલિ' નામે સંગ્રહરૂપે પ્રસિદ્ધ કરેલા એમાં શ્રી. હરિપ્રસાદ

પીતાંબરદાસ મહેતા, દા. હરિપ્રસાદ વ. દેસાઈ અને મુનિશ્રી જિનવિજયજી જેવા સ્વજનો, શ્રી. રામનારાયણ વિ. પાઠક, શ્રી. ગટુલાલ ધ્રુ અને શ્રી. રતિલાલ ત્રિવેદી જેવા સ્નેહીઓ તેમજ શ્રી. જયન્તીલાલ આચાર્ય જેવા ભાવુકોની ભાવભીની અંજલિનો સમાવેશ થાય છે. એના પ્રકાશન સમયે મહાત્મા ગાંધીજીએ આપેલી અંજલિ (આ પુસ્તકના મુખપૃષ્ઠ ઉપર જે પ્રસિદ્ધ કરી છે તે) ટૂંકમાં ઘણું સૂચવે છે. પછી થોડા વખતમાં શ્રી. લીનાબહેનનો લેખ પ્રગટ થયો, જેમાં એમણે પોતાના એ પરમગુરુની વિચારસરણીનો તથા કાર્યસરણીનો સુરેખ વિગતવાર પરિચય કરાવ્યો. ૧૯૫૦માં શ્રી. કરુણાશંકરના વડોદરા ખાતેના પરમસ્નેહી શ્રી. રામકૃષ્ણ ભટ્ટનાં લખેલાં સંસ્મરણો ' શારદા 'માં પ્રગટ થયાં. ૧૯૫૫માં અને પછી વળી ૧૯૫૭માં શ્રી. કરુણાશંકર સ્મારક ગ્રંથની યોજના પુનઃ મૂર્ત થતાં શ્રી. ફૂલસિંહજી ડાભીનો અંજલિલેખ મળ્યો. શ્રી. લક્ષ્મીકાન્ત શ્રીકાન્તનો અગાઉ લખેલો લેખ પણ એ અરસામાં પ્રાપ્ત થયો. આ લેખસંગ્રહના સંપાદનની યોજના ઘડાઈ ત્યાં સદ્ભાગ્યે શ્રી. કરુણાશંકરના નિકટતમ સહકાર્યકર શ્રી. દેવશંકર ત્રિવેદીએ નાદુરસ્ત અવસ્થામાં યે પોતાના ગુરુજીનું જીવનદર્શન કરાવતો અંજલિલેખ લખી મોકલ્યો. શ્રી. કરુણાશંકરના અન્ય સહકાર્યકર શ્રી. પૂજાલાલે અમારી વિનંતી સ્વીકારી થોડા દિવસમા પોતાનાં સ્મરણોની પ્રસાદી પૂરી પાડી. હવે શ્રી. કરુણાશંકરના પરમસ્વજનોમા બે જણનાં સ્મરણોની ખોટ રહી–શ્રી. રસિકલાલભાઈના અને શ્રી સરલાબહેનનાં. શ્રી. રસિકલાલભાઈએ પોતાના એ પરમ આદરપાત્રનાં સ્મરણો લખવાની પોતાની ઘણા વખતની ઇચ્છાને ખાસ સમય કાઢી પાર પાડી. શ્રી. સરલાબહેન અને શ્રી. ભારતીબહેન પોતાનાં સ્મરણો લખશે, ત્યારે આ સાહિત્યમાં નોંધપાત્ર ઉમેરો થશે. બીજા યે અનેક સ્વજનોના સ્મરણ-લેખ મળતા રહ્યા છે. હાલ અમે સ્મારક ગ્રંથની નાની આવૃત્તિ સમા આ લેખસંગ્રહથી



પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણ સમા સ્વ. મોતીભાઈ ન. અમીન

જન્મ તા ૨૯-૧૧-૧૮૭૩ ]　　　[ અવસાન : તા ૧-૨-૧૯૩૯



આ પુસ્તકના ખંડ ૧-૨ના લેખક

**સ્વ. દેસાઈભાઈ નાથાભાઈ પરેલ**

જન્મ : ૧૩-૮-૧૮૯૫ ]　　　　[ અવસાન : ૧૫-૧૨-૧૯૫૪

સતોષ અનુગામી એ લેખોના વિભાગ ૧ લેખકોનો તેમજ વિદેહ લેખકોના ઉત્તરાધિકારીઓનો અત કરણથી આભાર માનીએ છીએ

શ્રી કરુણાશકરના જીવન, ચિતન અને કાર્યના અભ્યાસી તરીકે મે આ પુસ્તકનુ સપાદન શરૂ કર્યું ત્યારથી મને એમા અનેક સ્વજનોની મદદ મળી છે એમા શ્રી. દીનબન્ધુ, મુ જયશકરમામા, શ્રી મોહનદાસ અને શ્રી રેખાબહેનનો ફાળો નોધપાત્ર છે પુસ્તકના પ્રકાશનની યોજનામા સતત સક્રિય રસ લઈ શ્રી રેખાબહેને પોતાના સદ્ગુરુ તેમજ ગુરુને યોગ્ય અજલિ આપી છે શ્રી કમળાશકર પડિતે પણ પોતાના એ આદરણીય સબધીને લગતા કાર્યમા પ્રોત્સાહન આપ્યુ છે.

શ્રી કરુણાશકરને લગતું આ પુસ્તક શ્રી મોતીભાઈ અમીન સ્મારક ગ્રથમાળામા પ્રગટ થાય એ ખરેખર એક પ્રશસ્ય યોગ છે પોતાના વિવિધ શિક્ષણ કાર્યક્ષેત્રોમા તેઓ વર્ષો સુધી પેટલાદના શિક્ષણકાર્યમા સહકાર્યકર હતા અને ત્યાર પછી યે વિદ્યા પ્રસારના ક્ષેત્રમા છેક સુધી નિકટ સપર્ક ધરાવતા આથી આ પુસ્તક આ ગ્રથમાળામા પ્રગટ કરવા માટે પુસ્તકાલય સહાયક સહકારી મડળ લિના પ્રમુખ શ્રી મણિભાઈ ને તેમજ અન્ય સચાલકોને ધન્યવાદ ઘટે છે પ્રકાશનની વ્યવસ્થા સભાળનાર શ્રી શકરભાઈ સોમાભાઈ પટેલે મને જે સલાહ સૂચન આપ્યા છે તે માટે હું એમનો ય આભારી છુ

આ પુસ્તક વસ્તુત ગુજરાતની એ પ્રતિભાસપન્ન શિક્ષકવિભૂતિનો પ્રાથમિક પરિચય આપે છે શ્રી કરુણાશકર એમના સમયના અનેક સાહિત્યકારો અને શિક્ષણકારોનો અગત સત્સગ સાધતા તેમજ એમની પાસેથી શિક્ષણ પામેલા હરકોઈ વિદ્યાર્થીના મનમા સાહિત્ય અને સસ્કારની ચિરજીવ છાપ મૂકતા પરતુ જાહેર જીવનમા એ હમેશા અછતા જ રહેતા અનેક ચિતકોના જાહેર ભાષણ અને લેખનનો લાભ લેવામા પરાયણ રહેતા એ પોતે માત્ર વિદ્યાર્થીઓ

અને સ્નેહીઓનાં અંગત વર્તુલોમાં જ બોલતા કે લખતા જણાતા. આથી એમના ગુણસૌરભનો લાભ માત્ર અંગત સંપર્ક ધરાવનારાઓને જ મળતો. એ લાભ જેમને મળતો તેમાંનાં ઘણાંને એમાં પારસમણિ જેવું મહત્ત્વ જણાતું. એમની હયાતી બાદ એ મર્યાદિત વર્તુલનો ય લાભ ચાલ્યો ગયો. આ સ્થિતિમાં એ મૂક સમાજસેવકનો પરિચય આપતા આવા સાહિત્યની ઘણી જરૂર રહેલી છે.

સદ્‌ભાગ્યે આ મૂક સમાજસેવકને પત્રો અને રોજનીશી લખવામાં રસ હતો. પત્રોમાં એ પ્રાયઃ પોતાના આદરભાવ અને વાત્સલ્યને વ્યક્ત કરતા અને રોજનીશીમાં પ્રાયઃ પોતાના ચાલુ શિક્ષણકાર્ય અંગેની જરૂરી નોંધો લખતા. છતાં એમનાં એ બંને પ્રકારનાં લખાણોમાં કેટલીક વાર એમનાં વિવિધ મનોમંથન પણ ઠલવાતાં, જેમાં એ અલ્પભાષી વિભૂતિના હૃદયમાં રહેલી સાહિત્ય તથા સંસ્કારના શિક્ષણના પ્રયોગોને લગતી ચારીનરસી અનુભૂતિઓ વ્યક્ત થતી. એમના પત્રો અને રોજનીશીઓના સાહિત્યનું વિવેચનાત્મક સંપાદન કરવામાં આવે તો સદ્‌ગતની વિચારસરણી તથા કાર્યસરણી વિશે ઘણી ઉપયોગી સાધનસામગ્રી મળે. પછી એ સામગ્રી પરથી સદ્‌ગતનાં ચિંતન તથા કાર્યનું વિષયવાર દોહન કરવામાં આવે તો ભારતીય સંસ્કાર-શિક્ષણના ક્ષેત્રમાં જીવનમૂલ્યોની આર્ષદૃષ્ટિનું દર્શન થશે.

શ્રી. કેશવમામા, શ્રી. ભટ્ટ સાહેબ અને શ્રી. ક્ષિતિબાબુની અસરથી ઘડાયેલી એમની જીવનદૃષ્ટિ મહાત્મા ગાંધીજીની આચારનિષ્ઠા અને ગુરુદેવ ટાગોરની રસવૃત્તિને તાણાવાણાની જેમ વણી લેતી હતી. શ્રી. કરુણાશંકર આજીવન શિક્ષક હતા ને ભાષા અને સાહિત્યના સૂક્ષ્મ ભાવોનું તે તલસ્પર્શી દર્શન કરાવતા. છતાં એમને મન ભાષા એ સાહિત્યનું અને સાહિત્ય એ સંસ્કારનું માધ્યમ જ હતું. એમની શિક્ષણદૃષ્ટિ એ માધ્યમ દ્વારા માનવના ઉદાત્ત ભાવોને સમગ્ર જીવન-વ્યવહારમાં ઉતારવા-ઉતારાવવા મથતી. શિષ્ટ વાણી અને સાહિત્યને

અનુરૂપ એમનું જીવન હતું. એમાં વિચાર અને આચારનો મેળ વિરલ નહિ પણ સ્વાભાવિક ગણાતો. વાણીના ઉપદેશ કરતાં વર્તનના દૃષ્ટાન્તને વધુ મહત્ત્વ અપાતું; ને જ્યાં સત્યમ્‌ની ઉપાસના શિવમ્ તેમ જ સુંદરમ્ એ બંને સાધનો દ્વારા થતી. આવી હતી એમની વિરલ જીવનદૃષ્ટિ, જેના વિતરણ અર્થે એમણે પચાસ વર્ષ સુધી જુદે જુદે સ્થળે શિક્ષણના પ્રયોગો આદર્યા. સાહિત્ય અને સંસ્કારના શિક્ષણની પાછળ રહેલી આ જીવનદૃષ્ટિ એ શ્રી. કરુણાશંકરનો અમૂલ્ય વારસો છે. એ સાંસ્કૃતિક વારસાનું સંશોધન જેટલું જલદી થાય તેટલો આપણને લાભ છે.

ગુજરાતની એ મૂક પ્રતિભાસંપન્ન શિક્ષણવિભૂતિનો પરિચય આપતું આ પુસ્તક સાહિત્ય અને સંસ્કારના શિક્ષણમાં રસ ધરાવતાં જનોને પ્રેરણાદાયી નીવડશે અને એ વિભૂતિના વિપુલ વારસાનો અધિક લાભ લેવા પ્રેરશે એવી આશા રાખીએ.

તા. ૭-૧-૧૯૬૧ હરિપ્રસાદ શાસ્ત્રી



## સ્વ. આચાર્ય શ્રી દેસાઈભાઈ

સ્વર્ગસ્થ કરુણાશંકર માસ્તરનું જીવનચરિત્ર લખાવા લાગ્યું ત્યારે કોને ખબર હતી કે એ પ્રસિદ્ધ થશે ત્યારે એના લેખક શ્રી દેસાઈભાઈના નામ સાથે પણ 'સ્વર્ગસ્થ' શબ્દ જોડવો પડશે ?

સ્વ. કરુણાશંકર માસ્તર ગુજરાતના એક ઉચ્ચ કોટિના શિક્ષક હતા. સ્વ. દેસાઈભાઈ પણ એમને જ ચીલે ચાલીને ગુજરાતના ખ્યાતનામ શિક્ષક બન્યા. આ સ્થળે એમના જીવનની છેક ટૂંકી રેખા આપવાનો પ્રયાસ કર્યો છે

સ્વ. દેસાઈભાઈ નાથાભાઈ પટેલનો જન્મ આણંદ તાલુકાના ઓડ ગામમા તા. ૧૩-૮-૧૮૯૫ના રોજ થયો હતો એમના માતુશ્રી સદ્‌ગત સૂરજબા સુશીલવના હતા. તેઓ ખૂબ પ્રેમાળ હતા. એમના પિતાશ્રી સદ્‌ગત નાથાભાઈ સોમાભાઈ પટેલ ધર્મપરાયણ, સુસંસ્કારી અને સિદ્ધાંતનિષ્ઠ પુરુષ હતા. શરૂઆતમા તેઓ પ્રણામી સંપ્રદાયના અનુયાયી હતા; પરંતુ પાછળથી તેઓ ચુસ્ત આર્યસમાજી બની ગયા. આર્યસમાજ સ્વીકાર્યા પછી એમનામા સમાજસુધારકની વૃત્તિ પણ

ખીલી હતી. આર્યસમાજના વિચાર ફેલાવવાનો એમને એવો શોખ હતો કે એ મરણ પામ્યા એ પહેલા 'સત્યાર્થપ્રકાશ'ની કેટલીયે નકલો એમણે ખરીદી રાખી હતી અને મરણ બાદ દીકરીઓને એ 'સત્યાર્થપ્રકાશ'ની એક એક નકલ વારસ તરીકે વહેંચવી એવી એમણે સૂચના આપી હતી.

રોજ સવારે ચાર વાગ્યા પહેલા ઊઠીને એ તળાવે નાહી આવતા. સમાજસેવાના કામોમા તે યથાશક્તિ ઘસાઈ છૂટતા. એમનુ શરીર ખડતલ અને સશક્ત હતું. શરૂઆતમા એ ખેતી કરતા, પણ પાછળથી એમણે એક દુકાન પણ કાઢી હતી. એ પિતાના જીવનની ઘણી સારી અસરો દેસાઈભાઈના જીવન ઉપર પણ પડી હતી.

દેસાઈભાઈએ પ્રાથમિક કેળવણી ઓડમા લીધી હતી અને માધ્યમિક કેળવણી પેટલાદ હાઈસ્કૂલમા લીધી હતી. એ વખતે પેટલાદમા સ્વ. મોતીભાઈ અમીને સયાજી બોર્ડિંગ હાઉસ નામની સંસ્થા ઉઘાડી હતી. ત્યા રહીને એમણે મૅટ્રિક સુધીનો અભ્યાસ પૂરો કર્યો. તેઓ સ્વભાવે ઓછાબોલા, છતા સેવાભાવી અને મિલનસાર હતા. એ શાળામા એમને સ્વ. મોતીભાઈ સાહેબ, સ્વ. કરુણાશંકર માસ્તર, સ્વ. ઈશ્વરભાઈ સાહેબ તથા ચોકસી માસ્તર જેવા ચારિત્ર્યશીલ અને સુસંસ્કારી શિક્ષકોનો સહવાસ મળ્યો. એમાના કેટલાક સાહિત્યરસિક પણ હતા. એ બધાની શ્રી દેસાઈભાઈના જીવન ઉપર ઘેરી છાપ પડી હતી; અને કરુણાશંકર માસ્તરના તો તેઓ એક પ્રિય વિદ્યાર્થી હતા.

૧૯૧૩-૧૪મા તેઓ ઉચ્ચ શિક્ષણ લેવા માટે શરૂઆતમા પુનાની ફર્ગ્યુસન કૉલેજમા જોડાયા. સ્વ. કરુણાશંકર માસ્તરના સૂચનથી જ તેઓ એ કૉલેજમા જોડાયા હતા. ત્યાના પ્રો. પટવર્ધન પણ એમના પ્રત્યે ખૂબ સદ્ભાવ રાખતા હતા. એમણે શરૂઆતના ત્રણ વર્ષ વિજ્ઞાન લીધુ હતું, પણ ચોથા વર્ષમા અંગ્રેજી લીધુ; અને મુંબઈની

વિલ્સન કાલેજમાથી અગ્રેજી આનર્સ સાથે તેઓ બી એ મા બીજા વર્ગમા આવ્યા

સ્વ દેસાઈભાઈનુ લગ્ન તો ૧૧ ૧૨ વર્ષની નાની ઉમ્મરે એમના પિતાશ્રી પ્રણામી સપ્રદાય પાળતા હતા ત્યારે થઈ ગયુ હતુ પણ એ બી એ થયા ત્યા સુધીમા તો પિતાશ્રી સુધારક વૃત્તિના થઈ ગયા હતા, અને એમણે પોતે પણ એ દિશામા સારી પ્રગતિ કરી હતી એ અરસામા જાણીતા સમાજસુધારક સ્વ નર્ગસિહભાઈ ઈશ્વરભાઈ પટેલે અને અન્ય ભાઈઓએ સમાજસુધારણા કરવા માટે એક પાટીદાર યુવક મડળ સ્થાપ્યુ હતુ તેમા દેસાઈભાઈ પણ સારો રસ લેવા લાગ્યા, અને વર્ષો સુધી એ મડળના તેઓ મત્રી પણ રહ્યા એમના પત્ની બીમાર રહેતા હતા એમની એમણે ખૂબ સેવા કરી, પણ ૧૯૨૨મા એમની પાછળ એક પણ બાળક મૂક્યા વિના એ મરણ પામ્યા એમના મરણ પછી એકાદ વર્ષે દેસાઈભાઈએ ફરી લગ્ન કર્યું એ લગ્નપ્રસગે એમની તમામ સુધારક વૃત્તિના દર્શન થયા તેઓ કુજરાવ ગામે લગ્ન કરવા ગયા ત્યારે ફક્ત પાચ જાનૈયા સાથે લઈ ગયા હતા, અને તેમણે પરણ્યુ માટલી, માટલા ભાઈ લીધુ ન હતુ એ સાલ ૧૯૨૩ની હતી એમના બીજા પત્ની શ્રી ગગાબહેન એમના વિચારોમા એવા સમરસ થઈ ગયા કે એમનો સસાર ખૂબ શોભ્યો

બી એ થયા પછી શરૂઆતમા તેઓ મુબઈની પ્રિન્સેસ સ્ટ્રીટમા ચાલતી એક હાઈસ્કૂલમા શિક્ષક તરીકે જોડાયા હતા ત્યાથી તેઓ અમદાવાદ હાઈસ્કૂલમા જોડાયા પણ એ વખતે સ્વ કરુણાશકર માસ્તર અમદાવાદના જાણીતા શેઠ શ્રી અબાલાલ સારાભાઈના બાળકોની શાળામા કામ કરતા હતા એમના આગ્રહથી તેઓ શિક્ષણના વિવિધ પ્રયોગો કરી શકાય એવી એ શાળામા જોડાયા

૧૯૧૫મા પૂ ગાધીજી આફ્રિકાથી અહીં આવ્યા તેમના પરિચય-

મા આવ્યા પછી દેસાઈભાઈનું એમના તરફનું આકર્ષણ ખૂબ વધી ગયું હતું. ગાંધીજીએ કરુણાશંકર માસ્તરને પણ આશ્રમમાં જોડાવવાનું સૂચન કર્યું હતું, પણ તેઓએ નમ્રતાથી જણાવ્યું હતું કે "ગાંધીજી, હું હજુ આશ્રમને લાયક નથી." દેસાઈભાઈ આશ્રમમાં જઈને ગાંધીજીને અનેક વખત મળી આવતા અને જીવનમાં નવી નવી પ્રેરણા ભરી લાવતા

૧૯૨૦ ૨૧ની અસહકારની લડત દરમ્યાન ગાંધીજીની પ્રેરણાથી ગુજરાતમાં અનેક શાળાઓ રાષ્ટ્રીય થઈ ગઈ હતી એ અરસામાં પૂ. રવિશંકર મહારાજે સુણાવ ગામમાં પણ એક રાષ્ટ્રીય શાળા શરૂ કરી હતી દેસાઈભાઈ તથા એમના મિત્રમંડળે એ શાળાનો કબજો લીધો. માસિક રૂા ૧૭૫)ની અમદાવાદની નોકરી છોડીને દેસાઈભાઈ માસિક રૂા ૪૦) લેવા માટે સુણાવ ગામમાં આવીને વસ્યા! ગુજરાતમાં રાષ્ટ્રીય શાળાઓ તો અનેક નીકળી હતી. પણ એમાં છેક છેવટ સુધી રાષ્ટ્રીય શિક્ષણ ટકાવી રહી હોય તો તે એક સુણાવની રાષ્ટ્રીય શાળા હતી એ શાળાની સુવાસ પણ આજુબાજુમાં ખૂબ ફેલાઈ હતી એનું શ્રેય સ્વ દેસાઈભાઈ, એમના શિક્ષકમંડળ અને ગામ સાથેના એમના જીવંત સંપર્કને આભારી હતું એ અરસામાં ગાંધીજી સોજિત્રા ગામે આવ્યા હતા, ત્યારે દેસાઈભાઈ એમના વિદ્યાર્થીઓને લઈને ગાંધીજીના દર્શનાર્થે ગયા હતા એ વખતે વિદ્યાર્થીઓ સાથે વાતચીત કરતા ગાંધીજીએ એમને કહ્યું કે "તમે તમારા શિક્ષકોની બરાબર ઠરડ કાઢજો." આ શિક્ષકો પણ એમની ઠરડ કઢાવવા માટે આતુર હતા

૧૯૩૦માં આ રાષ્ટ્રીય શાળાએ સ્વાતંત્ર્ય જંગમાં ઝંપલાવ્યું બધા શિક્ષકો જેલમાં ગયા લડત સ્થગિત થતા સુણાવ વિનયમંદિર ફરી શરૂ થયું, પણ ૧૯૩૨માં ફરી સ્વાતંત્ર્ય-જંગ શરૂ થયો આ વખતે દેસાઈભાઈને અઢી વર્ષની સજા થઈ એમને સાબરમતી તેમ જ

વિસાપુરની જેલમાં રાખવામાં આવ્યા હતા ત્યાં પણ એમણે અનેક વિદ્યાર્થીઓને ભણાવ્યા એમણે રામાયણ, મહાભારત તથા શિક્ષણ શાસ્ત્રના અનેક પુસ્તકોનો ઊંડો અભ્યાસ કર્યો, અને બાળકો, કિશોરો, કુમારો તેમજ મોટેરાઓને ઉપયોગી થાય એવા સુંદર પુસ્તકો લખ્યા આજ સુધીમાં એમણે એવા નાનામોટા ૧૯ પુસ્તકો લખ્યા છે

તેઓ જેલમાં હતા એ દરમ્યાન ૨૧ વિઠ્ઠલભાઈ પટેલના સ્મારક રૂપે નડિયાદમાં એક કન્યાકેળવણીની સંસ્થા સ્થાપવાનો નિર્ણય થયો આ કન્યાવિદ્યાલયના પ્રથમ આચાર્ય તરીકે શ્રી દેસાઈભાઈની વરણી થઈ અને એમણે એ સહર્ષ સ્વીકારી વિદ્યાલયનો સ્વતંત્ર અભ્યાસક્રમ રચાયો અને શ્રી વિઠ્ઠલ કન્યાવિદ્યાલયની નવી પરંપરાઓ બાંધવામાં તથા એ ઊગતી સંસ્થાને વિકસાવવામાં એમણે કીમતી ફાળો આપ્યો ૫ંદર વર્ષ સુધી એમણે આ વિદ્યાલયને એકધારી સેવાઓ આપી, અને સંસ્થાને એક સ્વરૂપ આપ્યું એમના જ્ઞાન તથા અનુભવોનો લાભ જિલ્લાની અન્ય શાળાઓને મળે એ દૃષ્ટિએ ખેડા જિલ્લા શાળામંડળના અધ્યક્ષ તરીકે પણ એમની પસંદગી થઈ સ્વરાજ્ય મળ્યા પછી મુંબઈ ધારાસભાની ઉપલી કાઉન્સિલમાં પણ એમને પસંદ કરવામાં આવ્યા અને શિક્ષણક્ષેત્રે એમણે ત્યાં પણ એમના વિચારો રજૂ કર્યા આ ઉપરાંત શિક્ષણ અંગેની અનેક નાનીમોટી કમિટીઓને પણ એમના અનુભવજ્ઞાનનો લાભ મળતો હતો

આમ આખી જિંદગી એમણે કેળવણીના કામમાં અને વિદ્યાવ્યાસંગમાં ગાળી વિદ્યાર્થીઓ એમના આરાધ્ય દેવ હતા કન્યાકેળવણીની સંસ્થા ચલાવતા એમને જે અનુભવો થયા એને આધારે એમના મનમાં બહેનો માટે બાપુની કલ્પના પ્રમાણેની એક સ્વતંત્ર, સ્વાવલંબી અને વિશિષ્ટ પ્રકારની ઉચ્ચ શિક્ષણની સંસ્થા કાઢવાની પણ એમને હોંશ હતી, પણ "કો જાણે કલકી ?"

૧૯૪૨ની 'કરેંગે યા મરેંગે'ની લડતમાં પણ તેઓ જેલમ

ગયા તેઓ ચૌદ માસ ી જેલ ભોગવીને છૂટીને પાછા આવ્યા, પણ એમના દેહે દગો દીધો, અને એમનુ નવુ સ્વપ્ન ફળીભૂત થાય એ પહેલા તો તેઓ આપણા વચ્ચેથી ચાલી નીકળ્યા એમની પાછળ તેઓ ત્રણ પુત્રીઓ અને એક પુત્ર મૂકી ગયા છે

૨૨ દેસાઈભાઈનો તા ૧૫-૧૨-'૫૪ના રોજ દેહાત થયો તા ૧૪-૧૨-'૫૪ના રોજ એમના શરીર ઉપર માદગીનો છેલ્લો હુમલો આ ગો એ હુમલો આ યો એ અગાઉ સવારના દસ વાગ્યા સુધી તેમણે સૂતા સૂતા સરદાર વલ્લભભાઈ પટેલનુ પાઠયપુસ્તકને અનુરૂપ એક ટૂ કુ જીવનચરિત એમના પુત્ર ચિ વિનુ પાસે લખાવ્યુ હતુ એ પૂરુ કરાવ્યા પછી થોડી વારે જ માદગીનો હુમલો આવ્યો આમ છેક છેલ્લી ઘડી સુધી એ કામ કરતા જ રહ્યા

સ્વ દેસાઈભાઈનુ આખુ જીવન એક પવિત્ર સાધુચરિત જીવન હતુ એમણે કદી ધનસ પત્તિની ખેવના કરી ન હતી એમની સ પત્તિ એમના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ હતી એમનામા પડેલી વિવિધ પ્રકારની શક્તિઓને કેવી રીતે ખીલવવી એ જ એમની દિનરાતની ઝ ખના હતી એક ઉમદા પ્રકારનો શિક્ષક કેવો હોય એનુ સ્વ દેસાઈભાઈ એક જ્વલ ત ઉદાહરણ મૂકતા ગયા છે

એમનુ આર્થિક ગાડુ કેવી રીતે ગબડે છે કે એમનુ ઘર શી રીતે ઢ કાયેલુ રહે છે એનો બધો બોજો શ્રી ગ ગાબહેને ઉઠાવી લીધો હતો દેસાઈભાઈ તો એમના કેળવણીના કામમા અને વિદ્યાવ્યાસ ગમા જ રત રહેતા એ ભલા અને એમની સ સ્થાઓ ભલી એ ભલા અને એમની વિદ્યાર્થિનીઓ ભલી એમનુ ઘર આજ સુધી કેવી ત ગી વેઠતુ વેઠતુ ચાલ્યા કરતુ હતુ એ તો ગ ગાબહેન જ જાણે ઘરના આવકમા પૂર્તિ કરવા માટે ગ ગાબહેન ગાયભેંસો પણ રાખતા, પણ ઘરમા કદી કોઈ જાતની ઊણપ દેખાવા ન દેતા કોઈ પણ વિદ્યાર્થિની ગ ગાબહેનને ત્યા આવે ત્યારે એને માતાનો પ્રેમ અનુભવવા

મળે. આજે પણ શ્રી ગંગાબહેન એમના પુત્રપુત્રીઓને એમનો અભ્યાસ આગળ ધપાવવામાં દેસાઈભાઈની ઊણપ જણાવા દેતા નથી. આ પણ દેસાઈભાઈની કેળવણીનું એક વિશેષ અંગ હતું એમ કહેવું જોઈએ

આના દેસાઈભાઈએ લખેલું એમના ગુરુ સ્વ. કરુણાશંકર માસ્તરનું ટૂંકું જીવનચરિત્ર વાંચીને જ હવે આપણે એમનો વિશેષ પરિચય સાધીએ

બબલભાઈ મહેતા



# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૨ | ૧૩ | વિસરનાર | વીસરનાર |
| ૧૨૭ | ૩ | સાથી | સૌથી |
| ૧૩૪ | ૮ | પાત્ર | પૌત્ર |
| ૧૪૦ | ૨ | સાથી | સૌથી |
| ૧૪૧ | ૫ | ધોળી | ધોળી |
| ૧૪૪ | ૪ | વિદ્યાથી | વિદ્યાર્થી |
| | ૬ | યયું | થયું |
| ૧૫૮ | ૧૦ | હતાં. * | હતાં. |
| | ૧૫ | છું | છું * |
| ૧૭૧ | ૧૧ | ભતૃહરિ | ભર્તૃહરિ |
| ૧૭૬ | ૧૪ | પણ પણ | પણ |
| | ૧૬ | मौह्यर्यात् | मौखर्यात् |
| | ૧૭ | कण्ठं | कण्ठे |
| | ,, | गत | गतः |
| | ૧૮ | मान | मौन |
| ૧૮૩ | ૧૦ | प्रतिष्ठ | प्रतिष्ठा |
| ૧૮૭ | ૧૪ | નુક્તેચિની | નુક્તેચીની |
| ૧૮૮ | ૧૯ | वर्चस्व | वर्चस |
| ૧૯૭ | ૧૪ | हवै | ह वै |
| | | ब्राह्मण मा जगाम | ब्राह्मणमाजगाम |
| ૧૯૮ | ૬ | ख्यानं | व्याख्यानं |
| ૧૯૯ | ૨૧ | પ્રાણ૩૫-છે | પ્રાણ-૩૫ છે |

# અનુક્રમણિકા


પ્રકાશક સંસ્થા તરફથી બે બોલ ૫
સંપાદકીય ૯
સ્વ. આચાર્ય શ્રી દેસાઈભાઈ ૧૭

ખંડ ૧

બાળપણ અને શિક્ષણ ૩
કોસિંદ્રામાં ( સન ૧૮૯૩થી ૧૯૦૦ ) ૯
ગંભીરામાં ( સન ૧૯૦૩થી ૧૯૦૮ ) ૧૩
પેટલાદમાં ( સન ૧૯૦૮થી ૧૯૧૫ ) ૧૮
અમદાવાદમા ( સન ૧૯૧૫થી ૧૯૨૭ ) ૩૧
ફરી કોસિંદ્રામા ( સન ૧૯૨૭થી ૧૯૩૦ ) ૪૯
ફરી અમદાવાદમા ( ૧૯૩૦થી ૧૯૪૦ ) ૫૫
મુંબઈમા ( સન ૧૯૪૧થી ૧૯૪૩ ) ૬૩

ખંડ ૨

શિક્ષકવિભૂતિ ૬૭
પત્નીપરાયણ પતિ ૬૮
સંતાનવત્સલ પિતા ૭૦
કુટુમ્બવત્સલ વડીલ ૭૮
વિદ્યાવ્યાસંગી વિદ્યાર્થી ૮૧
ગુરુભક્ત શિષ્ય ૮૫
શિષ્યભક્ત ગુરુ ૮૯

વફાદાર મિત્ર ૯૩
અતિથિભક્ત યજમાન ૯૬
સેવાપરાયણ સેવક ૯૯
દેશપ્રેમી નાગરિક ૧૦૨
મૃદૂનિ કુસુમાદપિ ૧૦૪

## ખંડ ૩

શ્રી. કરુણાશંકર માસ્તર ( લીલાવતીબહેન શેઠ ) ૧૦૯
શ્રી કરુણાશંકરભાઈનું કોસિન્દ્રા ( લક્ષ્મીકાંત શ્રીકાંત ) ૧૧૧
સદ્‌ગત શ્રી કરુણાશંકરનું સ્મૃતિતર્પણ (મુનિશ્રી જિનવિજયજી) ૧૧૯
કરુણાશંકર ગુરુજી અને કોસિંદ્રા આશ્રમ (જયંતીલાલ આચાર્ય) ૧૨૫
સ્મૃતિતર્પણ ( દા. હરિપ્રસાદ મ. દેસાઈ ) ૧૩૪
સ્મરણાંજલિ ( રતિલાલ ત્રિવેદી ) ૧૪૨
અંજલિ ( રા. વિ. પાઠક ) ૧૪૪
શ્રદ્ધાંજલિ ( હરિપ્રસાદ મહેતા ) ૧૪૭
શ્રદ્ધાતર્પણ ( મટુલાલ પ્રભુ ) ૧૪૯
' માસ્તર ' ( લીનાબહેન મંગળદાસ ) ૧૫૩
કરુણાશંકર : શિક્ષક અને સંસ્કારકર્તા ( રસિકલાલ છોટાલાલ પરીખ ) ૧૮૯
મારી દૃષ્ટિએ ગુરુજીનું જીવનદર્શન (દેવશંકર વિશ્વનાથ ત્રિવેદી) ૧૯૮
અવિસ્મરણીય ( પૂંજાલાલ દલવાડી ) ૨૦૯
સ્વ. કરુણાશંકરભાઈનાં થોડાં સ્મરણો ( રામકૃષ્ણ ભાઈશંકર ભટ્ટ ) ૨૧૯
સ્વ. પૂ. કરુણાશંકર ( ફુલસિંહજી ડાભી ) ૨૨૯



સત્યે, શિવે, સુંદરમાં જ સ્નેહ,
વિરક્તિ તેથી વિપરીતમાં સદા, –
એવું અહો જીવન ધન્યતાભર્યું
જીવી ગયો બ્રાહ્મણ બ્રહ્મ-લક્ષી !

આચાર્ય ને શિષ્ય ! ગુણાનુરાગી !
આર્યો તણો આર્ય મહાનુભાવ !
આવેશધારી અણજોડ સાધુ !
નામે ન, ચર્યા મહીં સત્ય સંત !

પૂજાલાલ



સ્વ. કરુણાશંકર કુબેરજી ભટ્ટ

જન્મ સં ૧૯૨૯ના શ્રાવણ વદ ૧૨ ] [ અવસાન તા ૨-૧૦-૧૯૪૩

## બાળપણ અને શિક્ષણ

### જન્મ

અમદાવાદની નજીક બીડજ ગૌશાળા પાસેના સારસા ગામમાં રૈકવ (રાયકવાળ) બ્રાહ્મણને ઘેર કરુણાશંકરનો જન્મ સંવત ૧૯૨૯ના શ્રાવણ વદ ૧૨ ને મંગળવારે સવારે થયો હતો. તેમના પિતાનું નામ કુબેરજી ભટ્ટ અને તેમની માતાનું નામ દિવાળીબા હતું.

તેમના પિતા રણછોડજીના પરમ ભક્ત હતા. દરેક પૂર્ણિમાએ તે રણછોડજીનાં દર્શન કરવા પગપાળા ડાકોર જતા હતા. જ્યાં સુધી રણછોડજીનાં દર્શન નં થાય ત્યાં સુધી તે કંઈ પણ ખાવાની વસ્તુ મોંમાં મૂકતા નહીં એવી એમની રણછોડજી પર આસ્થા હતી; અને એ આસ્થાને લઈને તેમની એવી માન્યતા હતી કે તેમને આ પુત્રરત્ન પ્રાપ્ત થયું તે રણછોડજીની કરુણાને આભારી હતું; તેથી તેમણે તેમનું નામ કરુણાશંકર રાખ્યું.

કુબેરજી ભટ્ટ ગુજરી ગયા ત્યારે કરુણાશંકરની ઉમ્મર બાવીસ વર્ષની હતી.

કરુણાશંકરનો ઉછેર તેમના મોસાળ ભાદરણમાં થયો હતો. બચપણમાં વતન છોડ્યા પછી ત્યાં તે જવલ્લે જતા. ત્યાંના તેમના ઘરની અને જમીનની વ્યવસ્થા કરવાનું કામ તેમણે જાતે કદી કર્યું નહોતું. જર અને જમીન પ્રત્યે તે ઉદાસીન હતા.

આજે એમનુ સારસાનું ઘર ભાંગીતૂટી હાલતમાં છે, અને જમીન બીડજ ગૌશાળાની જમીનમાં સમાઈ ગઈ છે.

## મામાની અસર

એમનુ ઘડતર એમના વૃદ્ધ મામા કેશવરામને હાથે થયુ હતું. મામા દેવીભક્ત હતા, નૈષ્ઠિક બ્રહ્મચારી હતા અને કંઈક સંસ્કૃત પણ ભણ્યા હતા. ભક્તિભાવ, નમ્રતા, સદાચાર, સત્સંગની ભાવના, વિદ્યાપ્રેમ વગેરેનો રંગ એમને મામાના ઉછેરથી લાગ્યો હતો. અહીં જ એમણે વિષ્ણુસહસ્રી, ચંડીપાઠ, શિવમહિમ્નઃસ્તોત્ર, સૂર્યસ્તવન વગેરે કંઠસ્થ કર્યાં હતાં. મામાને લીધે તેમનામાં સંસ્કૃતના અભ્યાસની વૃત્તિ પેદા થઈ હતી. એમના ઉચ્ચાર શુદ્ધ હતા; અક્ષર સુઘડ, સુંદર અને સુવાચ્ય હતા. આ હતો મામા તરફથી મળેલ વારસો.

મામાએ તેમને પ્રાથમિક શાળાનો અભ્યાસ કરાવ્યો;

અને પછી તેમને વડોદરાની પુરુષ અધ્યાપન પાઠશાળામાં શિક્ષક થવાની લાયકાત મેળવવા મોકલી આપ્યા.

## અધ્યાપન પાઠશાળામાં

અહીં શિષ્યને ગુરુ અને ગુરુને શિષ્ય પ્રાપ્ત થયા. તે વખતે પ્રો. ત્રિભુવનદાસ ગજ્જર સયાજીજ્ઞાનમંજુષાનું સંપાદન અને કલાભવનનું આયોજન કરતા હતા. હાલનું કલાભવન એ એમનું સર્જન છે. મહારાજા સયાજીરાવ રત્નોને શોધી શોધીને પોતાના રાજ્યમાં વસાવતા હતા. ગજ્જર સાહેબને લીધે તેમણે સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટને—કવિ કાન્તને—પુરુષ અધ્યાપન પાઠશાળાના આચાર્ય તરીકે આણ્યા હતા. ભટ્ટ સાહેબ ભારે વિદ્યાવ્યાસંગી હોઈ ઊંડા અભ્યાસી હતા, જ્ઞાનપિપાસુ હતા, પવિત્ર હતા, ભક્તહૃદયી હતા અને શિષ્યવત્સલ ગુરુ હતા. સાચો વિદ્યાર્થી મળે એટલે એમને જાણે ગોળનું ગાડું મળ્યું. એની પાછળ એ અડધા અડધા થઈ જતા, અને પોતાની બધી વિદ્યા એને મળી જાય એમ ઇચ્છતા ને કરતા. વિદ્યાર્થીની ખાતર જીવન યોજનાર શિક્ષકોમાંના તે એક હતા. આવા ગુરુને લાયક શિષ્ય મળી ગયો. કરુણાશંકર ગુરુની કૃપાવર્ષાને ઝીલી લેનાર ચાતક હતા. મામાના પછી કોઈની ઊંડી છાપ તેમની ઉપર પડી હોય તો તે ભટ્ટ સાહેબની. ભટ્ટ સાહેબના સમાગમે તેમને તલસ્પર્શી અભ્યાસી બનાવ્યા. માત્ર ગુજરાતી જાણવા છતાં અંગ્રેજી સાહિત્યનો સંપર્ક તેમને ભટ્ટ સાહેબને લીધે લાધ્યો: તે એટલે સુધી કે

અંગ્રેજીના મુખ્ય મુખ્ય લેખકોની મુખ્ય મુખ્ય કૃતિઓ મળ ધે કરુણાશંકર ઘણુ ઘણુ જાણતા થયા હતા ગુરુ તરફથી મળેલી આ પ્રસાદીમા તેમણે મિત્રો દ્વારા ભરપૂર ઉમેરો કર્યો હતો ચંદ્રના અજવાળામા પવાડી મારીને તે વાચવા બેસે તો એક જ પવાડીએ સવાર થઈ જતી પદ્ય તો કંઠસ્થ કરી શકાય, પણ ગદ્યના પરિચ્છેદો પર પરિચ્છેદો કંઠસ્થ કરવાનુ કામ સહેલુ નથી, પણ કરુણાશંકરને ગદ્યના પરિચ્છેદો કંઠસ્થ કરવાનુ સાધ્ય હતુ 'શિક્ષણના ઇતિહાસ'ના અનેક પરિચ્છેદો તેમને કંઠસ્થ હતા એના કયે પૃષ્ઠે કઈ બાબત છે તે તેમની સ્મૃતિમા કાયમ હતુ ભટ્ટ સાહેબે પોતાના વિદ્યાર્થીઓની ખાતર 'શિક્ષણનો ઇતિહાસ' પુસ્તક રચ્યુ હતુ, અને હજી સુધી તેની હરોળમા ઊભો રહી શકે એવો એ વિષયનો ગ્રંથ ગુજરાતી ભાષામા રચાયો નથી ભટ્ટ સાહેબની શૈલી સરળ સીધી, સચોટ, મીઠી ને પ્રાસાદિક છે એમના અક્ષર અતિ સુંદર અને સુવાચ્ય હતા ગુરુની શૈલીની અને અક્ષરોની હથોટીની ઊંડી છાપ કરુણાશંકર પર પડી હતી

વળી ભટ્ટ સાહેબ ઈશુ ખ્રિસ્તના પરમ ભક્ત હતા એમની આ ભક્તિની છાપ એમના સાહિત્યમા તરવરે છે કરુણાશંકરને પણ આની અસર થઈ હતી પણ તેને તેમણે પોતાની રીતે આત્મસાત્ કરી હતી મામા તરફથી તેમને હિંદુધર્મના શ્રદ્ધાભક્તિ મળ્યા હતા અને ગુરુ તરફથી તેમને ખ્રિસ્તના

દયાપ્રેમ મળ્યાં હતાં. તે કદી ખ્રિસ્તી બન્યા નહીં કે તેઓ ખ્રિસ્ત તરફ ઢળતા છે એવો ખ્યાલ પણ કોઈને કદી આવ્યો નથી, પણ તેમણે પોતાની રીતે પોતાની હિંદુધર્મભાવનામાં ખ્રિસ્તી ભાવના વણી લીધી હતી.

અધ્યાપન પાઠશાળામાંથી એમને જે મિત્રો સાંપડયા તેમાં ધર્મજના શ્રી શિવાભાઈ જેઠાભાઈ અને અમરેલીના શ્રી દેવચંદભાઈ આડતિયા મુખ્ય હતા. બંને ભટ્ટ સાહેબના ભક્ત હતા. શિવાભાઈ અને કરુણાશંકરનાં કાર્યક્ષેત્ર નજીક હોવાથી તે બંનેનો સંપર્ક ગાઢ બન્યો હતો.

અધ્યાપન પાઠશાળામાંથી નીકળ્યા પછી ભટ્ટ સાહેબ અને કરુણાશંકરની વચ્ચે વિપુલ પત્રવ્યવહાર રહ્યો હતો એટલું જ નહીં, પણ ઘરોબો પણ થયો હતો ને તે ઠેઠ સુધી ચાલુ રહ્યો હતો. કરુણાશંકર ભાવનગરમા ભટ્ટ સાહેબને ઘેર અવારનવાર રહી આવતા અને ભટ્ટ સાહેબ પેટલાદમા કરુણાશંકર પાસે રહી જતા. પત્રવ્યવહારમાં કે નિકટનિવાસમા વિદ્યાવ્યાસંગ અને શિક્ષણના કોયડાઓની ચર્ચા સિવાય વ્યાવહારિક બાબતો ભાગ્યે જ હોતી. એમનો પત્રવ્યવહાર એ જમાનાના પત્રવ્યવહારો સાથે સરખાવતા વિપુલ હતો એમ કહી શકાય. એને વ્યવસ્થિત કરવા માટે સોજિત્રાના અને હાલ ફિજીમાં રહેતા શ્રી શિવાભાઈ ભાઈલાલભાઈએ પોતાની પાસે તે રાખ્યો હતો. એ પછી એનું શું થયું એની

કોઈને ખબર નથી. પણ જો ગુજરાતનું નસીબ હોય અને આ પત્રવ્યવહાર બહાર પડે તો તેમાંથી શિક્ષણને અંગે ગુજરાતને ઘણું ઘણું જાણવાનું મળ્યા વિના રહે નહીં.*



* આ પત્રો કરુણાશંકરે છેવટમાં શ્રી રામનારાયણ પાઠકને એનો ઉપયોગ કરી ગુ. વ. સોસાયટીને સોંપવા માટે આપેલા. કાન્તના પુત્ર શ્રી મુનિકુમાર મણિશંકર ભટ્ટ પાસેથી શ્રી ભૃગુરાય અંજારિયાએ મેળવેલા પત્રો આ જ હોવાનું જણાય છે. સંપાદક

# કોસિંદ્રામાં

(સન ૧૮૯૩થી ૧૯૦૦)

## શિક્ષકજીવનની શરૂઆત

અધ્યાપન પાઠશાળામાંથી નીકળ્યા પછી તેમની શિક્ષક તરીકેની નિમણૂક સંખેડા તાલુકાના કોસિંદ્રા ગામે થઈ. અહીંથી એમના શિક્ષકજીવનની શરૂઆત થઈ. જેવા એ શિક્ષક હતા તેવું જ એમનું આ કાર્યક્ષેત્ર હતું. તપ્ત ધરા જેમ વરસાદની ધારાને પી જાય તેમ કોસિંદ્રા ગામે કરુણાશંકરની ભાવનાઓ પીધી.

એ વખતે આજની જેમ શાળાઓમાં આરોગ્યભક્ષી અને અભ્યાસવિરોધી સમય નહોતો. શાળા સવારસાંજની હતી. કરુણાશંકર શરૂઆતમાં તો એકલા હતા. વળી તેમને રસોઈ બનાવતાં પણ આવડતું નહોતું. એમને જીભના ચસકા તો હતા જ નહીં. એમણે સ્વાદને પોષવા માટે કદી ખોરાક લઈ જાણ્યો નથી. શરીરનો ધર્મ છે ભૂખ્યા થવાનો

અને તેથી શરીરીનો ધર્મ છે એ ભૂખ ભાંગવાનો; પેટને તેનું ભાડું આપવું જોઈએ: એ રીતે જ કરુણાશંકરે આખી જિંદગી ગાળી છે. કોસિંદ્રામાં તો તે બપોરે શાળામાંથી છૂટી કંસાર બાફીને ખાઈ લેતા; દાળ, ભાત કે શાક વગેરેની ખટપટમાં તે પડતા નહીં. પાસે જ એરણ (હરિણી) નદી વહેતી તેમાં તે સ્નાન કરી લેતા.

એ માત્ર બાળકોને જ ભણાવતા હતા એમ નહોતું. એ તો આખા ગામને ભણાવતા હતા ને સંસ્કાર આપતા હતા. એમની કર્તવ્યનિષ્ઠાએ ત્યાંની ગ્રામજનતાને તેમની ભક્ત બનાવી હતી. જેમને કરુણાશંકરનો ઉત્તરવયનો પરિચય હશે તે ભાગ્યે જ માની શકશે કે એ કરુણાશંકર કોસિંદ્રામાં ધાડપાડુઓ સામે ગામલોકની આગેવાની કરીને તલવાર વડે મોખરે ઝૂઝયા હતા. ગામનાં સુખદુ:ખમાં તે સહભાગી રહેતા. વિદ્યાર્થીઓનાં હૃદય એમણે એટલાં જીતી લીધાં હતાં અને વિદ્યાર્થીઓનો એમના પ્રત્યે એટલો ભક્તિ ભાવ હતો કે તેમની ઉત્તરવયમાં કોસિંદ્રા ગામના એ વિદ્યાર્થીઓ જ્યારે વાલીઓ બન્યા ત્યારે તેઓ પોતાના આ ગુરુજીને નિવૃત્ત જીવન ગાળવા શેઠ શ્રી અંબાલાલ સારાભાઈને ત્યાંથી કોસિંદ્રા લઈ ગયા હતા અને તેમના નિવાસ માટેની બધી વ્યવસ્થા કરી દીધી હતી; ઉપરાંત તેમણે ગુરુજીનાં બાળકો માટે પણ વડોદરામાં એક ઘર લઈ રાખ્યું હતું. આ જમાનામાં આનો જોટો મળવો મુશ્કેલ છે.

આવો હતો ગુરુશિષ્યોનો એમનો સંબંધ. કોસિંદ્રા ગામની જનતા પર પડેલી કરુણાશંકરની ભાવનાની છાપ હજી પણ તરી આવે છે. તમે ગામમાં પેસો કે તમને એ ગામ બીજાં ગામથી જુદું જણાશે, સંસ્કારની સુવાસ તમને તરત જ ઘેરી વળશે, તમે ગ્રામસંસ્કારની કોઈ જુદી જ દુનિયામાં પ્રવેશ કર્યો છે એવો તમને અનુભવ થશે.

## લગ્ન

આ દરમિયાન એમનું લગ્ન જણુગામમાં શ્રી પ્રભાશંકરને ત્યાં થયું. જણુગામ છોટાઉદેપુર રાજ્યમાં હતું. એ જમાનામાં એ બહારની દુનિયાથી અલિપ્ત હતું. ત્યાં ત્યારે કાળનુ કરવત ઘસાતું નહીં. ત્યાં બ્રાહ્મણોની આજીવિકાનો આધાર કંઈક અંશે ખેતી પર અને ઘણે અંશે યજમાનવૃત્તિ પર હતો. નવરાશ એટલી બધી હતી કે આખો દિવસ શું કરવું તે તેમને સૂઝે નહીં. તેથી ખાવુંપીવું ને બપોરે ઊંઘવું તે એમનો નિત્યક્રમ.

ત્યાંની સામાન્ય પ્રજા પણ રાનીપરજ જેવી. તે થોડીઘણી ખેતી કરે, દારૂ પીને પડી રહે ને જેમતેમ પેટનો ખાડો પૂરે. આવી અસંસ્કારી પ્રજામાં બ્રાહ્મણો સંસ્કારી ગણાય.

એમાં ચંચળબા જેવું નારીરત્ન પેદા થયું. સાચે જ એ ભારે સંસ્કારી અને પતિપરાયણ હતાં. તેમનાં બા દેવીભક્ત હતાં ને તે પોતે તો દેવી જેવાં જ હતાં. તેમનામાં કૌટુમ્બિક

હેત અને અતિથિ સત્કારની ભાવના ઘણી સુન્દર હતી. કરુણાશંકરને પગલે પગલે એ ચાલ્યાં, અને એમની અભિલાષાઓને પરિતૃપ્ત કરવાને આખી જિંદગી એ મથ્યાં. કરુણાશંકરનું ઘર એમને લીધે સાચું ઘર અને મહેમાનો માટે વિશ્રામસ્થાન બન્યુ હતું. ઘર સંબંધેની કશીય ચિંતા કરુણાશંકરને કદીય કરવી પડી નથી.



## ગંભીરામાં

(સન ૧૯૦૩થી ૧૯૦૮)

### શાળા અને ગામમાં ચેતના

કોસિંદ્રાથી તેમની બદલી પાછિયાપુરા (મિયાંગામ પાસે), પાછિયાપુરાથી વડોદરા અને વડોદરાથી ૧૯૦૩માં ગંભીરા (ભાદરણ પાસે) થઈ. તંત્ર એટલે તંત્ર. કોસિંદ્રાના કામથી ત્યાં જે ક્ષેત્ર તૈયાર થયું હતું તે છોડવાનું કોને ગમે ? પણ અનાસક્તિથી કામ કરનારને તો જે વખતે જે કર્તવ્ય આવી પડે તે વખતે તે કરવાનું હોય. એટલે કરુણાશંકરે ગંભીરાની શાળા સંભાળી લીધી. જેવું કોસિંદ્રામા તેવું અહીં પણ કામ શરૂ થઈ ગયુ. વિદ્યાર્થીઓ માટે છ કલાકની નહીં પણ આખા દિવસની – ચોવીસે કલાકની નિશાળ ચાલુ થઈ ગઈ. ગામલોક ચોરે ભેગા થતા ત્યા પણ તેમની નિશાળ – સંસ્કારની કેળવણી – શરૂ થઈ ગઈ. વિદ્યાર્થીઓ દ્વારા નિશાળ ઘરમાં પણ પહોંચી ગઈ. માબાપ વહેલાં ઊઠતાં, આંગણાની સફાઈ કરતાં,

બાળકોને તૈયાર કરીને વખતસર નિશાળે મોકલતા, તેમને વિવેકથી બોલાવતા, મહેમાનને સારી રીતે સત્કારતા—એમ તેઓ સસ્કારી બનવા લાગ્યા કેટલાક તો 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' (હાલ ગુજરાત વિદ્યાસભા)ની પુસ્તકાલય યોજનાના સભ્ય પણ બન્યા વળી કેટલાકને તો તદુપરાન્ત વાચનનો શોખ પણ લાગ્યો આમ કોઈ વીજળીનો આચકો લાગ્યો હોય એમ આખા ગામમા ચેતના વ્યાપી ગઈ

## અગ્રેજી શાળા

એ વખતે અગ્રેજી ભણતર ગામડામા પેસવાની તૈયારી કરતુ હતુ અગ્રેજીના ભણતર સિવાય જીવનનુ કોઈ પણ ઊચુ ક્ષેત્ર ખૂલતુ નથી એવી તે વખતની સામાન્ય માન્યતા હતી કરુણાશકરને પણ તે જમાનામા અગ્રેજીનુ અજ્ઞાન ડગલે ને પગલે નડતુ અનુભવાયુ હોય તો નવાઈ નહિ અગ્રેજી વગર ભણવાનુ જ શુ છે એવી માન્યતા તે વખતના ભણેલાઓમા હતી બધુ ભણતર માતૃભાષા દ્વારા થવુ જોઈએ એ સત્ય તે વખતે તો પ્રકાશ્યુ પણ નહોતુ એટલે કરુણાશકરના પ્રયાસથી ગભીરામા અગ્રેજીના પહેલા ત્રણ ધોરણના વર્ગો શરૂ થયા શિક્ષકો, વિદ્યાર્થીઓ અને વાલીઓ એ બધાનો ઉત્સાહ અપૂર્વ હતો ગભીરાની શાળાનુ ચેતન અને અગ્રેજી ભણવાની સગવડ જોઈને આસપાસના ગામોના છ કે સાત ચોપડી ભણીને ઉઠી ગયેલા કેટલાક વિદ્યાર્થીઓ પણ ગભીરાની શાળામા અગ્રેજીના અભ્યાસ

માટે દાખલ થયા. રોજ પોતાને ગામથી તે ત્યાં આવજા કરે. આમાં સૌથી વધારે અસર થઈ બ્રાહ્મણગામને. અત્યારે પણ ત્યાંનાં એકબે કુટુમ્બ પર કરુણાશંકરના સંસ્કારોની છાપ જણાઈ આવે છે.

ગંભીરામાં તો તમે અત્યારે જાઓ તો પણ સંસ્કારની છાપ તરત જણાઈ આવ્યા વિના નથી રહેતી. એ સંસ્કારોમાંથી જ ગંભીરાનું જાહેર કામ અત્યારે દીપી નીકળ્યું છે. નૂતન ગ્રામવિદ્યાલય જેવી સંસ્થા ભારે ખરચે અને અથાગ મહેનતે ચલાવવા જેવું, નેવનાં પાણી મોભે ચડાવવાનું, કામ ગંભીરા જેવા ગામડા-ગોમે કરી બતાવ્યું છે.

## સાહિત્યનો અભ્યાસ

કરુણાશંકરનો ગુજરાતી સાહિત્યનો અભ્યાસ ઊંડો અને વિશાળ હતો. પ્રાચીન અને સમકાલીન કોઈ પણ ગદ્ય યા પદ્ય લેખકની કૃતિઓ ભાગ્યે જ તેમના વાંચ્યા વિનાની રહી હશે; અને સમકાલીનોમાંથી નાનાલાલ કવિ જેવાનો તો અંગત પરિચય પણ તેમને સધાયો હતો. ગંભીરાના કામથી આકર્ષાઈને કવિ નાનાલાલ ગંભીરા ગયેલા, અને એક વ્યાસજીની ઢબે તેમણે ત્યાં કથા પણ કરેલી. ગામલોકનો ભાવ જોઈને કવિ તો ફિદા ફિદા થઈ ગયેલા. 'વૈશાખી પૂનમ'-નું કાવ્ય ત્યાંની મહી નદીને કિનારે કવિને સ્ફુર્યું હતું. તે વખતે કવિ 'ઇન્દુકુમાર' લખતા હતા.

એ વખતનાં ગુજરાતી સાહિત્યનાં મુખ્ય માસિક 'બુદ્ધિપ્રકાશ', 'વસન્ત' અને 'જ્ઞાનસુધા'. આ ત્રણેનો તે અભ્યાસ કરતા અને કરાવતા. લલિત, કલાપી, નાનાલાલ, કાન્ત, મણિલાલ નભુભાઈ, ગોવર્ધનરામ, કવિ મસ્ત, અંજારિયા, નરસિંહરાવ, દલપતરામ, નર્મદ, નવલરામ અને પ્રાચીન કવિઓ એ સર્વની કૃતિઓ તેમના વિદ્યાર્થીઓ હોંસભેર વાંચતા વિચારતા. કાવ્યમાધુર્ય, કાવ્યદોહન ભા. ૧લો, સરસ્વતીચંદ્ર, કેટલાંક કાવ્યો, નાના નાના રાસ, ઈન્દુકુમાર, ભદ્રંભદ્ર, બાલવિલાસ, કરણઘેલો, નવલગ્રંથાવલી, કુસુમમાળા—એવાં એવાં કેટલાંય પુસ્તકો તેમના વિદ્યાર્થીઓએ વાંચી કાઢ્યાં હોય.

વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં પણ ગંભીરાની શાળાની પ્રતિષ્ઠા ઠીક ઠીક જામી હતી, અને અમલદારો પણ તેના તરફ માનની નજરથી જોતા થયા હતા.

## પેટલાદમાં ગમન

પણ ઈશ્વરની શી ગોઠવણ હોય છે તેની કોને ખબર? પેટલાદમાં સદ્‌ગત મોતીભાઈ અમીન પોતાનું છાત્રાલયનું સ્વપ્ન સિદ્ધ કરવા મથતા હતા. તેમને કાને ગંભીરાની કીર્તિ પહોંચી. તેઓ ત્યાં પહોંચી ગયા. તેમણે તરત જ કરુણાશંકરને પરખી લીધા. સરકારી ખાતામાં તે પડ્યા રહે તેના કરતાં પોતાના સાહસમાં તે સાથ આપે તેમાં જ તેમની શક્તિનો ઉપયોગ અને ઘટતો વિકાસ થવાનો છે

એમ તેમને લાગ્યું. એટલે તેમણે તેમને પેટલાદ આવવા આગ્રહ કર્યો. જે વિદ્યાર્થીઓએ ગંભીરામાં અંગ્રેજીનો સ્થાનિક અભ્યાસ પૂરો કર્યો હતો તેમાંથી કેટલાક તેમની સાથે પેટલાદ જવા તૈયાર થયા. આમ ઈશ્વરી સંકેતે તેમની ગંભીરાની લીલા સંકેલી લેવરાવી અને પેટલાદમાં જમાવરાવી.

## કુસુમબહેનનો જન્મ

ગંભીરાના તેમના વસવાટ દરમિયાન તેમના પ્રથમ સંતાન કુસુમબહેનનો જન્મ થયો. દિલીપને ગાય પર જેવો ભાવ હતો તેવો ભાવ કરુણાશંકરને કુસુમબહેન પર હતો.



## પેટલાદમાં

### ( સન ૧૯૦૮થી ૧૯૧૫ )

---

પેટલાદમાં તે વખતે ગુજરાતી સાત ધોરણની પ્રાથમિક શાળા અને અંગ્રેજી છ ધોરણની માધ્યમિક શાળા હતાં. વડોદરાના રામજીમંદિરમાં કૉલેજના વીસ વિદ્યાર્થીઓની એક ટોળી અભ્યાસ કરતી હતી, એમાંના બે જણ શ્રી ભાઈલાલભાઈ અમીન અને શ્રી મોતીભાઈ અમીન અનુક્રમે પ્રાથમિક શાળાના અને માધ્યમિક શાળાના આચાર્યો તરીકે પેટલાદમાં આ વખતે કામ કરતા હતા. પેટલાદની આજુબાજુનાં ગામોમાંથી વિદ્યાર્થીઓ અંગ્રેજી ભણવા માટે પેટલાદમાં આવતા અને રહેવાની તથા ખાવાપીવાની ખાનગી વ્યવસ્થા તેઓ કરી લેતા. સરદાર વલ્લભભાઈ પટેલે પણ પેટલાદમાં આ રીતે થોડો વખત અભ્યાસ કરેલો.

મોતીભાઈ સાહેબ અને ભાઈલાલભાઈ ( ભલાકાકા ) પેટલાદમાં આવ્યા ત્યારે બહારગામના વિદ્યાર્થીઓની આ

હાડમારી તેમનાથી જોઈ ગઈ નહિ. વળી કુટુમ્બની છત્રછાયાથી વિખૂટા પડેલા તરુણોનું જીવન બગડી જતું તેમને જણાયું. મૂળે સાહેબનું (મોતીભાઈ એ નામથી જ ઓળખાતા.) ભેજું એટલે અનેક યોજનાઓનું ઊગમસ્થાન. તેમને તરત જ થયું કે આ વિદ્યાર્થીઓ માટે એક છાત્રાલય શરૂ કરવું જોઈએ. હાઈસ્કૂલો અને કૉલેજો સાથે વળગેલાં છાત્રાલય તો માત્ર વીશીઓ જ હતાં ને છે; પણ સાહેબને દેખાઈ ગયું કે છાત્રાલય વિકસિત કુટુમ્બનું સ્થાન લઈને તરુણ વિદ્યાર્થીના ઘડતરનું એક અમૂલ્ય સાધન થઈ પડે એમ છે. તેમણે આવું છાત્રાલય શરૂ કર્યું. કેળવણીના એક અજોડ સાધન તરીકેનો છાત્રાલયનો ઉપયોગ ગુજરાતમાં પહેલવહેલો પેટલાદમાં સન ૧૯૦૬માં શરૂ થયો. જોતજોતામાં એની સુવાસ આખા ચરોતરમાં ફેલાઈ. નજીકથી ને દૂરથી એમાં છાત્રો ઉભરાવા લાગ્યા.

આ વખતે પેટલાદની તુરંગ ખાલી પડી હતી. સારે નસીબે સરકારને આ તુરંગ છાત્રાલયને માટે સાહેબને સોંપવાની સદ્‌બુદ્ધિ થઈ. તુરંગ સાહેબને સોંપાઈ અને કેદીઓને રાખવાની જગાએ ગુજરાતનું એક મશહૂર છાત્રાલય 'સયાજી જ્યુબિલી બોર્ડિંગ હાઉસ' સન ૧૯૦૬માં શરૂ થયું અને ફાલ્યુફૂલ્યું.

માધ્યમિક શાળામાં છ ધોરણ હતાં, પણ મૅટ્રિકનો વર્ગ

નહોતો. છાત્રાલયને કારણે ઉપલાં ધોરણમાં સંખ્યા વધી હતી અને તેથી મેટ્રિકનો વર્ગ કાઢવાનું અનિવાર્ય બન્યું હતું. સાહેબે અને તેમના સાથીઓએ મળીને ખાનગી રાહે આ વર્ગ શરૂ કર્યો. એ વખતે અંગ્રેજી ચોથા ધોરણ સુધીની ફી મહિને છ આના અને ઉપલાંની બાર આના હતી, પણ મેટ્રિકનો વર્ગ ખાનગી હોવાથી તેની માસિક ફી સવા રૂપિયો હતી. છાત્રાલયમાં માસિક ખરચ છથી સાત રૂપિયા આવતો. એક વિદ્યાર્થી વરસે સો રૂપિયામાં રહી શકતો ને ભણી શકતો.

મેટ્રિક વર્ગ શરૂ થયો એટલે એને માટે ખાનગી રાહે શિક્ષકો મેળવાયા. ગુજરાતીના શિક્ષક તરીકે કરુણાશંકરને અને સંસ્કૃતના શિક્ષક તરીકે મંગળરામ શાસ્ત્રીને આણવામાં આવ્યા. સરકારી કેળવણી ખાતાએ ઈશ્વરભાઈ પુ. પટેલને (કાકાને), હરિલાલને (ચોકસી માસ્તરને) અને બકલે માસ્તરને સ્કૂલમાં શિક્ષકો તરીકે મૂક્યા. આમ પેટલાદમાં સારા શિક્ષકોની એક ટોળી જામી.

સાહેબ અને ઈશ્વરકાકા છાત્રાલયમાં રહેતા હતા; મંગળરામ શાસ્ત્રી, ચોકસી માસ્તર અને બકલે માસ્તર પેટલાદના વતની હોવાથી ગામમાં રહેતા હતા; અને કરુણાશંકર, ભલાકાકા, અંબાલાલ તથા અંબેદાસ સ્ટેશન રોડ પરનાં મકાનોમાં રહેતા હતા.

કરુણાશંકર પેટલાદ આવ્યા એટલે એમની પરોક્ષ

પ્રેરણાથી આ બધાનું જૂથ ઊભું થયું, અને અધ્યયન અધ્યાપન-નું વાતાવરણ જામ્યું. એમની પ્રેરક અસર છાત્રાલયમાં અને શાળામાં અછતી ન રહી. સાહેબ યોજક હતા, તો કરુણાશંકર તેના પ્રેરક અને સ્થાપક હતા. અહીં ગંગા-યમુનાનો સુભગ મેળ સધાયો હતો. કરુણાશંકરને છાત્રાલયમાં વસાવવા જોઈએ એમ સાહેબને સમજાઈ ગયું, એટલે તેમને છાત્રાલયમાં નિવાસ અપાયો.

રોજ શાળાના સમય પછી છાત્રાલયમાં શિક્ષકોનું જૂથ જામે. એમાં ચોકસી માસ્તર, બકલે માસ્તર, મણિલાલ મોદી, અંબાલાલ મોતીભાઈ, ઈશ્વરકાકા, લોકરી માસ્તર, સીતારામ, સાહેબ, કરુણાશંકર અને ભલાકાકા હોય. આ એક અભ્યાસી અને વિચારક કલબ જેવું હતું.

ગુજરાતી સાહિત્યનો અભ્યાસ તો સૌ જાતે કરી શકતા; પણ અંગ્રેજી સાહિત્યનું એવું નહોતું. શેક્સ્પિયર, મિલ્ટન, વર્ડ્ઝવર્થ, ટેનિસન, શેલી, કીટ્સ, કોલરિજ, બ્રાઉનિંગ, બનિયન, જ્યૉર્જ ઇલિયટ, મેરી કોરેલી, સ્વીડનબર્ગ, પ્રેસ્ટર ઑબર્લિન, રુસો, લૉન્ગફેલો, એમર્સન, કાર્લાઈલ, ગેટે વગેરેની કૃતિઓ વંચાય અને તેનું ગુજરાતી કહેવાતું જાય. વળી મૉડર્ન રિવ્યુ, રિવ્યુ ઑફ રિવ્યુઝ, ઇન્ડિયન રિવ્યુ અને સરસ્વતી વગેરે માસિકોનું પણ વાચન ચાલે. આમ છાત્રાલયમાં અભ્યાસી વાતાવરણ જામ્યું. છઠ્ઠાસાતમા ધોરણના વિદ્યાર્થીઓ

પ્રાલ્ગેવની ગોલ્ડન ટ્રેઝરી, ગોલ્ડસ્મિથનાં ડેઝર્ટેડ વિલેજ અને વિકાર ઑફ વેકફિલ્ડ, ફ્રૉમ લૉગ કેબિન ટુ વ્હાઈટ હાઉસ, સ્ટુડન્ટ્સ મૅન્યુઅલ, પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ, શેક્સ્પિયરનાં નાટકો વગેરે વાંચતા થઈ ગયા હતા. મંગળરામ શાસ્ત્રીએ વાલ્મીકિ-રામાયણ, રઘુવંશ, કુમારસંભવ, ઉત્તરરામચરિત, શાકુન્તલ, વિક્રમોર્વશીય, બૃહત્સ્તોત્રરત્નાકર, અમરકોશ વગેરેના વાચનનો શોખ વિદ્યાર્થીઓને લગાડ્યા હતો.

ભિક્ષુ અખંડાનંદ, નાનાલાલ કવિ, અમૃતલાલ પઢિયાર, કવિ કાન્ત વગેરે ત્યાં આવતાજતા થયા હતા. સસ્તું સાહિત્યનાં પ્રકાશનો, પઢિયારનાં ‘ સ્વર્ગ ’નાં પુસ્તકો, પ્રેમભક્તિની ગ્રંથમાળા, મકરન્દની કૃતિઓ, કાન્તનાં કાવ્યો અને ‘ સ્વર્ગ અને નરક ’, કલાપીનો કેકારવ, માલા ને મુદ્રિકા, કાશ્મીર-નો પ્રવાસ તથા હમીરજી ગોહેલ, બૃહત્ કાવ્યદોહન ભા. ૧લો, જીવનપ્રભાત, જીવનસંધ્યા, નીતિશિક્ષણ વગેરે પુસ્તકો મોટી ઉંમરના ઘણાખરા વિદ્યાર્થીઓ વાંચતા થઈ ગયા હતા.

બકલે માસ્તર ગણિતમાં એક્કો હતા. તેજસ્વી વિદ્યાર્થી-ઓને તેમણે ગણિતની લગની લગાડી હતી. છાત્રાલયમાં સાંજને સમયે પાંચમાથી સાતમા ધોરણ સુધીના વિદ્યાર્થીઓનાં ઠેર ઠેર જૂથ જામ્યાં હોય અને જમીન પર આકૃતિઓ દોરીને ભૂમિતિના કોયડા ઉકેલાતા હોય.

વળી છાત્રાલયજીવનમાં પણ નવચેતન પ્રગટ્યું. સવાર-સાંજની પ્રાર્થના, સવારની પ્રાર્થના વખતે કોઈ એક પુસ્તકનું સામૂહિક વાચન, બગીચાનું કામ, કસરત-કવાયત, રમતો, ઉત્સવો વગેરે ચાલુ થઈ ગયાં.

ચરોતરનાં ગામડાંમાં મિત્રમંડળ પુસ્તકાલયો ખોલવા માટે એક 'મિત્રમંડળ' સાહેબે ઊભું કર્યું હતું. તેનું કાર્યાલય છાત્રાલયમાં જ હતું અને મોટા વિદ્યાર્થીઓ એનું કામ કરતા હતા. વિદ્યાર્થીઓ જ પુસ્તકભંડાર ચલાવતા હતા, અને પુસ્તકાલયોને પુસ્તકો પણ તેની દ્વારા જ પહોંચાડાતાં હતાં. આમાં પ્રત્યક્ષ કે પરોક્ષ કરુણાશંકરની પ્રેરણા હતી.

છાત્રાલયની ખ્યાતિ ગુજરાતવ્યાપી બની તેમાં ખાતાને પણ અભિમાન લેવા જેવું હતું. સયાજીરાવ મહારાજ પેટલાદ પધાર્યા ત્યારે છાત્રાલયની મુલાકાત લેવાનું તેઓ ચૂક્યા નહોતા.

કરુણાશંકર તો નિત્યનૂતન અને વિકસતા જ રહેતા હતા. એમને લીધે વિદ્યાર્થીઓ પ્રાર્થનાસમાજ, બ્રાહ્મસમાજ, આર્યસમાજ, સ્વામી રામતીર્થ, રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ, દયાનંદ, તુકારામ, સ્વામી રામદાસ, ઠક્કર બાપા, કરસનદાસ ચિતળિયા, ગોખલે, ટિળક મહારાજ, વિપિનચંદ્ર પાલ, લાલા લજપતરાય, સુરેન્દ્રનાથ બેનરજી, એની બિસેન્ટ,

ભગિની નિવેદિતા, મૈથિલીશરણ ગુપ્ત, રામનરેશ ત્રિપાઠી, અયોધ્યાસિંહ, રાનડે, ભાંડારકર, આગરકર, કોસંબી, પરાંજપે, કર્વે, ડેક્કન એજ્યુકેશન સોસાયટી, ભગિની સમાજ, સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી, વનિતા-વિશ્રામ, કાંગડી ગુરુકુલ, જાલંધર કન્યાવિદ્યાલય, કર્મવીર ગાંધી, રવીન્દ્રનાથ ઠાકુર, શાન્તિનિકેતન, કેશવચંદ્ર સેન, રામાનંદ ચેટરજી, અરવિંદ ઘોષ, મુનશીરામ વગેરે સંબંધે ઘણું જાણતા થયા હતા.

જે ટુકડી પ્રથમ મૅટ્રિકમાંથી નીકળી તે ફર્ગ્યુસન કૉલેજ માં અભ્યાસાર્થે જોડાઈ એ કરુણાશંકરની પ્રેરણાને પરિણામે. ત્યાં એ ટુકડી દ્વારા પ્રાધ્યાપક પટવર્ધન સાથે સંબંધ બંધાયો. એવામાં ગોખલેજીના અવસાનને કારણે કર્મવીર મોહનદાસ કરમચંદ ગાંધી પૂનામાં આવ્યા ત્યારે કરુણાશંકર પણ ત્યા હોઈ તે પોતાનો ઘણો વખત તેમના સાન્નિધ્યમાં ગાળતા. વળી એ વખતે ધર્માનંદ કોસંબી પણ ત્યાં હતા. તેમનો પણ તેમણે પરિચય સાધ્યો. હડપસરમાં પંડિતા રમાબાઈ સ્ત્રીઓની સંસ્થા ચલાવતા હતાં, તે પણ તેમણે જોઈ. આ જ અરસામાં મુનિ જિનવિજયજી સાથે તેમને પૂનામાં પ્રથમ પરિચય થયો, ને તે ઉત્તરોત્તર વધતો ગયો.

એલ્ફિન્સ્ટન કૉલેજના સૌથી હોશિયાર વિદ્યાર્થી અંબેલાલ મણિભાઈ દેસાઈનું શરીર બી. એ. થતા સુધીમાં ખૂબ નબળું પડી ગયુ હતું. તેમને હવાફેર માટે સાહેબ મુંબઈથી પેટલાદના છાત્રાલયમાં લઈ આવ્યા. કરુણાશંકરને ને એમને સ્નેહ

બંધાયો ને આખરે તે ઘરોબામાં પરિણમ્યો. તેમણે અંબેલાલને વિદ્યાર્થીઓના સહવાસમાં મૂકી દીધા. આથી વિદ્યાર્થીઓને અંગ્રેજીના અભ્યાસમાં ઠીક ઠીક લાભ થયો.

સોજિત્રાના અંબાલાલ મોતીભાઈને શરીર અને આંખોની નબળાઈને કારણે અભ્યાસ છોડવો પડ્યો હતો; તેથી તેઓ કૉલેજમાં ન જતાં શાળામાં ને છાત્રાલયમાં કામ કરતા હતા. કરુણાશંકરની પ્રેરણાથી તેમણે વિદ્યાર્થીઓ સાથે સંબંધો બાંધ્યા અને એ રીતે છાત્રોના ચારિત્ર્યઘડતરનું ઘણું કામ થયું. જતે સમયે જ્યારે ચરોતર એજ્યુકેશન સોસાયટીની સ્થાપના થઈ ત્યારે તેના પ્રથમ મંત્રી તરીકે અંબાલાલે કામ કર્યું અને એ રીતે તે પેટલાદ છોડી આણંદ જઈ ને રહ્યા.

પેટલાદની સયાજી બોર્ડિંગની છાપ નાનાલાલ કવિ પર એટલી સરસ પડી હતી કે તેમણે તેમના મોટા દીકરા મનોહરને ત્યાં મૂક્યા હતા.

પેટલાદનું છાત્રાલય તેના ઉત્કર્ષની ટોચે પહોંચ્યુ તેવામાં સાહેબને પેટલાદ છોડવાનુ થયુ. તેમણે મિત્રમંડળની સ્થાપના કરીને ખાનગી સાહસે ચરોતરનાં ગામડાંમાં પુસ્તકાલયો અને વાચનાલયો ખોલ્યાં હતાં. મહારાજા સયાજીરાવે વડોદરા રાજ્યમાં ગામેગામ પુસ્તકાલયો અને વાચનાલયો ખોલવાની યોજના કરી અને સાહેબનું યોજક ભેજું એમાં ઘણું ઉપયોગી થઈ પડશે એમ વિચારીને તેમણે તેમને પેટલાદ હાઈસ્કૂલમાંથી

પુસ્તકાલય ખાતે મૂકયા. અહીં પેટલાદમાં ઈશ્વરકાકા અને કરુણાશંકર છાત્રાલય સંભાળી લે એમ હતું, અને વળી જનતાનું ભલું કરવાનું વિશાળ ક્ષેત્ર પણ અનાયાસે મળી જતું હતું, એમ સમજીને સાહેબે પેટલાદ છોડવાનું સ્વીકાર્યું, અને તેમના સાથીઓએ પણ તેને સમર્થન આપ્યું; એટલે તેઓ ગયા, અને છાત્રાલય તેમની છત્રછાયા વિના પણ જેવું ને તેવું ચાલુ રહ્યું.

પેટલાદનું છાત્રાલય સ્થપાયુ તે અરસામાં 'પાટીદાર' માસિકવાળા નરસિંહભાઈ મહેસાણામાં માધ્યમિક શાળામાં શિક્ષક તરીકે કામ કરતા હતા. તેમની સાથે સાહેબને અને કરુણાશંકરને સંબંધ હતો. વળી તેમણે 'શિક્ષક' નામે માસિક શરૂ કર્યું હતું, તે કારણે કરુણાશંકરનો તેમની સાથેનો સંબંધ વધ્યો હતો. 'એક શિક્ષકની ડાયરી' તેમાં આવવા લાગી હતી તે કરુણાશંકરના જ લેખો હતા. કવિ કાન્ત સાથેના પત્રવ્યવહારના કોઈ કોઈ પરિચ્છેદો પણ તેમાં આવતા હતા.

એવામાં દિલ્હીમાં દરબાર ભરાયો અને મહારાજા સયાજીરાવની સ્વમાન સાચવવાની પેરવીમાંથી અંગ્રેજ સરકારની તેમના પર ઇતરાજી થઈ. એમાં સરકારને રાજદ્રોહની ગંધ આવી. ગુજરાતમાં મોહનલાલ પંડયા, નરસિંહભાઈ, સરદેસાઈ વગેરે ક્રાંતિકારી હતા, અને ભાંગફોડની ચળવળ ચલાવવાની તૈયારી અંદરખાનેથી કરી રહ્યા હતા. અંગ્રેજ

સરકારની સયાજીરાવ પરની ઇતરાજીએ કંઈક કડક રૂપ લીધું અને નરસિંહભાઈનો પીછો પકડવામાં આવ્યો. આખરે તેમને સ્વદેશ છોડી જર્મન ઇસ્ટ આફ્રિકામાં આશરો શોધવો પડ્યો. નરસિંહભાઈના સંબંધને કારણે પેટલાદની સયાજીરાવ બોર્ડિંગ પર પણ સરકારી કરડી નજર શરૂ થઈ અને ત્યારથી તેની દશા બેઠી.

પેટલાદના શિક્ષકોના જૂથમાં કરુણાશંકરને લીધે અભ્યાસી વાતાવરણ જામેલું જ રહેતું. તેમાં નાનાલાલ કવિ, પઢિયાર અને કવિ કાન્ત આવીને ઓર રંગ જમાવતા. આ જૂથના હાથમાં કોણ જાણે કઈ રીતે ડૉ. મૉન્ટેસોરીના કેળવણીવિષયક પ્રયોગોની બાબત આવી ગઈ. એ સંબંધેના એમના લેખોનો અભ્યાસ થવા લાગ્યો અને પછી તો તેમનાં પુસ્તકો પણ મગાવાયાં. પ્રાથમિક શાળાના મુખ્ય શિક્ષક ભલાકાકા અને કરુણાશંકર આમાં ખાસ રસ લેતા હતા. કરુણાશંકરને તો જાણે પ્રકાશનુ દ્વાર ખુલી ગયુ. એમણે ભલાકાકાની મદદથી મૉન્ટેસોરીના સિદ્ધાન્તોનું હાર્દ પોતાની નૈસર્ગિક શિક્ષકદૃષ્ટિથી સમજી લીધું. ગુજરાતમાં મૉન્ટેસોરીને ઉતારવાનો યશ કરુણાશંકરને ભાગે જાય છે. એમની દ્વારા સાહેબ પાસે, સાહેબની દ્વારા દરબાર સાહેબ (શ્રી ગોપાળદાસ દેસાઈ) પાસે અને તેમની દ્વારા ગિજુભાઈ પાસે મૉન્ટેસોરી સાહિત્ય પહોંચી ગયુ હતું. સંજોગોએ કરુણાશંકરને મૉન્ટેસોરી-ના સિદ્ધાન્તોથી કામ કરવાનું શેઠ શ્રી અંબાલાલ સારાભાઈની

ઘરશાળાનું ટૂંકું ક્ષેત્ર આપ્યું, અને નસીબે ગિજુભાઈને ભાવનગરની દક્ષિણામૂર્તિની કેળવણી સંસ્થાનું વિશાળ ક્ષેત્ર આપ્યું.

પેટલાદના વસવાટ દરમિયાન એમના બે સાળા બાલાશંકર અને જયશંકર તથા બે ભાણા રમણલાલ અને નટવરલાલ ભણવા માટે એમને ત્યાં રહેતા હતા. પેટલાદના તેમના નિવાસ દરમિયાન તેમના મોટા દીકરા ચંદ્રકાન્તનો જન્મ થયો હતો.

એમની સાથે સંબંધ રાખતા વિદ્યાર્થીઓ પૂના અને મુંબઈમાં અભ્યાસ કરતા હતા, તેથી તેઓને પૂના તથા મુંબઈ જવાનું થતું. મુંબઈમાં તેમને હીરાબાગમાં હિંદી ગ્રંથરત્ન કાર્યાલય ચલાવતા શ્રી નાથુરામ પ્રેમીનો પરિચય થયો. એમની દ્વારા બંગાળી લેખક દ્વિજેન્દ્રલાલ રાયનાં નાટકોના હિન્દી અનુવાદનો અભ્યાસ કરવાનો તેમને નાદ લાગ્યો. એ પછી પેટલાદમાંથી તેમણે છેલ્લો પ્રવાસ શાન્તિનિકેતનનો કર્યો હતો. સાથે તેમનાં મોટાં દીકરી કુસુમબહેન પણ હતાં. આ પ્રવાસે તેમને ગુરુદેવ શ્રીરવીન્દ્રનાથ ઠાકુરના ભક્ત બનાવ્યા.

તેઓ પુરુષ અધ્યાપન પાઠશાળામાં હતા ત્યારે ભટ્ટ સાહેબના અંતેવાસને કારણે ખ્રિસ્તનો રંગ તેમને ચડ્યો હતો. એ પછી બ્રાહ્મસમાજ, આર્યસમાજ, પ્રાર્થનાસમાજ, રામકૃષ્ણ મિશન વગેરેની અસરો તેમના પર થઈ હતી. હવે

તેમના ઉપર ગુરુદેવ રવીન્દ્રનાથની અસર પ્રબળ બની. એમનાં લખાણો, એમનું તત્ત્વજ્ઞાન અને એમની કાવ્યપ્રસાદી સંબંધે જ તેમનું ચિંતન રાતદિવસ ચાલ્યા કરતું અને આપ્તજનો સાથે પણ એ સિવાય બીજી કોઈ વાત હોય જ નહિ. આ બધી અસરોને લીધે એ હરહમેશ વિકસતા જ રહ્યા.

હવે પેટલાદ છોડવાનો વખત આવી પહોંચ્યો. ત્યાં મેટ્રિકનો વર્ગ ખાનગી રાહે ચલાવાતો હતો. ખાનગી રાહે ચલાવતાં જે ખોટ આવતી હતી તે ભરપાઈ કરવાનું દિવસે દિવસે મુશ્કેલ પડવા લાગ્યું. એટલે એ વર્ગ આખરે સરકારને સોંપવો પડ્યો.

સાહેબ કરુણાશંકરને સરકારી નોકરીમાંથી પેટલાદ ખેંચી લાવ્યા હતા, એટલે એમને કરુણાશંકર માટે બીજી કોઈ ગોઠવણ કરવાની ચિંતા થવા લાગી. તેમની આ ચિંતાની પોતાને ખબર પડી ત્યારે કરુણાશંકરે સાહેબને પોતાની હમેશની સહજ વૃત્તિથી કહેલું: “ મારે માટે તમે શા માટે આટલી બધી મૂંઝવણમાં રહો છો ? મને મારાલાયક કામ યથાસમયે મળી જ રહેવાનું છે, એવો મને વિશ્વાસ છે; માટે તમે કશીય ચિંતા મારે અંગે સેવતા ના. ” જ્યારે જે કામ આપણે હાથે થવાનું હોય ત્યારે તે કામ આપોઆપ આપણા હાથમાં આવી જ પડે છે એ સહજ શ્રદ્ધાથી એ જીવન જીવતા હતા; એટલે પેટલાદનું કામ ગયા પછી શું કરવું તેની ચિંતા

એમને ક્યારેય થઈ નહોતી. આવી ચિંતા એમણે જીવનમાં કદી સેવી પણ નથી. એટલી પ્રબળ તેમની ઈશ્વર પરની શ્રદ્ધા હતી.

પેટલાદમાં રાવજીભાઈ મણિભાઈ, ભીખાભાઈ કુબેરભાઈ, શિવાભાઈ ભાઈલાલભાઈ, ગોવર્ધનભાઈ હાથીભાઈ, દાદાભાઈ અમીન, ઉત્સવલાલ શાહ, દેસાઈભાઈ પટેલ, શિવાભાઈ રણછોડભાઈ, ફૂલસિંહજી ડાભી, દાક્તર ભાસ્કરભાઈ, રાવજીભાઈ નાથાભાઈ, શિવાભાઈ જેઠાભાઈ વગેરે પર એમની ઊંડી અને કાયમની છાપ પડી હતી.



# અમદાવાદમાં

## ( સન ૧૯૧૫થી સન ૧૯૨૭ )

---

અમદાવાદના શેઠ અંબાલાલ સારાભાઈને પોતાનાં બે બાળકો મૃદુલા અને ભારતી માટે એક શિક્ષકની જરૂર હતી. શ્રી આનંદશંકર ધ્રુવ અને પ્રો. સાંકળચંદ દ્વારા એક સારા શિક્ષક મેળવવાનો તે પ્રયત્ન કરતા હતા. સાંકળચંદે આ બાબત જીવનલાલ અમરશી ( પુસ્તક પ્રકાશક અને વિક્રેતા )-ને વાત કરી. જીવનલાલ અને કરુણાશંકરને પુરુષ અધ્યાપન પાઠશાળામાંથી જ સંબંધ હતો, ઉપરાંત નરસિંહરાવ દીવેટિયાના પ્રકાશન અંગે તેમની વચ્ચે પત્રવ્યવહાર પણ હતો. તેથી કરુણાશંકરનું પેટલાદનું કામ છૂટી જવાની ખબર જીવનલાલને પડી એટલે તેમણે તેમને અંબાલાલ શેઠને ત્યાં શિક્ષક તરીકેનુ કામ સ્વીકારવાનો આગ્રહ કર્યો. જેમને મિલકતે કદી મોહિત કર્યા નથી અને શિક્ષકજીવન એ જ જેનું સર્વસ્વ હતું તે કરુણાશંકરે એક ધનિકનાં એકબે છોકરાંના શિક્ષક થવાનું કેમ સ્વીકાર્યું તે ન

એમને ક્યારેય થઈ નહોતી. આવી ચિંતા એમણે જીવનમાં કદી સેવી પણ નથી. એટલી પ્રબળ તેમની ઇશ્વિર પરની શ્રદ્ધા હતી.

પેટલાદમાં રાવજીભાઈ મણિભાઈ, ભીખાભાઈ કુબેરભાઈ, શિવાભાઈ ભાઈલાલભાઈ, ગોવર્ધનભાઈ હાથીભાઈ, દાદાભાઈ અમીન, ઉત્સવલાલ શાહ, દેસાઈભાઈ પટેલ, શિવાભાઈ રણછોડભાઈ, ફૂલસિંહજી ડાભી, દાક્તર ભાસ્કરભાઈ, રાવજીભાઈ નાથાભાઈ, શિવાભાઈ જેઠાભાઈ વગેરે પર એમની ઊંડી અને કાયમની છાપ પડી હતી.



## અમદાવાદમાં

(સન ૧૯૧૫થી સન ૧૯૨૭)

---

અમદાવાદના શેઠ અંબાલાલ સારાભાઈને પોતાના બે બાળકો મૃદુલા અને ભારતી માટે એક શિક્ષકની જરૂર હતી. શ્રી આનંદશંકર ધ્રુવ અને પ્રો. સાકળચંદ શાહ એક સારા શિક્ષક મેળવવાનો તે પ્રયત્ન કરતા હતા. સાકળચંદે આ બાબત જીવનલાલ અમરશી (પુસ્તક પ્રકાશક અને વિક્રેતા) ને વાત કરી જીવનલાલ અને કરુણાશંકરને પુરુષ અધ્યાપન પાઠશાળામાંથી જ સંબંધ હતો, ઉપરાંત નરસિંહરાવ દીવેટિયાના પ્રકાશન અંગે તેમની વચ્ચે પત્રવ્યવહાર પણ હતો. તેથી કરુણાશંકરનું પેટલાદનું કામ છૂટી જવાની ખબર જીવનલાલને પડી એટલે તેમણે તેમને અંબાલાલ શેઠને ત્યાં શિક્ષક તરીકેનું કામ સ્વીકારવાનો આગ્રહ કર્યો. જેમને મિલકતે કદી મોહિત કર્યા નથી અને શિક્ષકજીવન એ જ જેનું સર્વસ્વ હતું તે કરુણાશંકરે એક ધનિકના એકબે છોકરાના શિક્ષક થવાનું કેમ સ્વીકાર્યું તે ન

સમજાય એવું છે. ધનની કશી અસર એમની ઉપર કદી થઈ નથી, અને એની શેહમાં એ કદી તણાયા નથી, છતાં તેમણે અહીં આ કામ સ્વીકાર્યું એને ઋણાનુબંધ જ ગણવો જોઈએ.

બંનેની મુલાકાત થઈ ત્યારે શેઠે પૂછેલું : "માસ્તર, તમે કેટલા પગારની અપેક્ષા રાખો છો ?" કરુણાશંકરે ત્યારે જવાબ આપેલો કે "મને પેટલાદમાં ચાળીસ રૂપિયા મળતા હતા એટલે તમે મને તેટલો પગાર આપજો." આ સાંભળીને શેઠે કહેલું કે "અમદાવાદમાં તમને એટલાએ નહિ થાય, ઓછામાં ઓછા પચાસ તો જોઈશે જ, એટલે હું તમને માસિક પચાસ રૂપિયા આપીશ."

એમને તો પચાસ કે પાંચસોની સાથે કશી લેવાદેવા નહોતી; એમને તો કામની સાથે સંબંધ હતો. ગોળ ઘાલે તેટલું ગળ્યું થાય એવાં લેખાં ગણનાર વ્યક્તિઓમાંના તે નહોતા. એમણે પચાસ રૂપિયાથી કામ સ્વીકાર્યું.

શરૂઆતના દિવસોની એમની મૂંઝવણ ભારે હતી. પેટલાદના મુક્ત અને વિશાળ ક્ષેત્રમાંથી ખાનગી નોકરીના અંધિયાર અને સંકુચિત ક્ષેત્રમાં આવી પડનારના હૃદયમાં કેવું મંથન ચાલતું હશે ? વિશાળ સમુદ્રમાં કે અનંત આકાશમાં વિહરનારને મર્યાદિત ને અંધિયાર જગામાં પડવાથી જેવી ગભરામણ થાય તેવી ગભરામણ તેમને નહીં થઈ હોય ?

એમને અનેક વાર થતું કે આ નોકરી લેવામાં ભૂલ તો નથી થઈ ને ?

શેઠ સાહેબના ઘરમાં અત્યારના અને એ વખતના વાતાવરણમાં તો આભજમીનનો ફેર હતો. ત્યારે આખું ઘર અંગ્રેજી ઢબે ચાલતું હતું, અંગ્રેજ આયાઓ રખાતી હતી, ઘરમાં પણ બધો વ્યવહાર અંગ્રેજી ભાષામાં ચાલતો હતો.

આવા વિજાતીય વાતાવરણમાં એ જઈ પડચા. મીઠા જળનું માછલું ખારા જળમાં જઈ પડે એવી આ દશા હતી. કોસિંદ્રા, ગંભીરા કે પેટલાદનું કામ પ્રમાણમાં સરળ હતું. અહીંનું કામ તો લોઢાના ચણા ચાવવા જેવું હતું. અવળે પાટે ચડેલા એંજિનનું મોં ફેરવીને તેને સવળે પાટે ચડાવવાનું હતું, દિશાફેર કરાવવાનો હતો. એમણે મોટામાં મોટી ઉમદા અને આશ્વાસન આપનારી વાત એ જોઈ કે શેઠ સાહેબ પત્નીપરાયણ અને તેમનાં પત્ની સરલાબહેન પતિપરાયણ હતાં. બંને નિખાલસ, પ્રામાણિક અને કુટુમ્બવત્સલ હતાં. બંનેને પોતાનાં બાળકોને ઉત્તમ બનાવવાં હતાં, અને તે ખાતર જે કંઈ કરવું પડે તે બધું કરવા તેઓ તૈયાર હતાં. ખરેખર, કરુણાશંકરના કામ માટે એમને આ એક ભારે આશ્વાસન હતું. કોઈ સામાન્ય કોટિનો માણસ હોત તો 'એકાદ કલાકનું ટ્યુશન' કરીને અને ખાસા પચાસ રૂપિયાનું વેતન લઈને બીજો ખાનગી ધંધો કર્યા કરત; પણ તેમના આત્માએ કળી લીધું કે સોળે કળાએ પૂરેપૂરી જહેમતથી કામ કરવાનો આ

આખા ઘરને ભણાવવાનું હતું. એમણે ધીમે ધીમે એવી હવા પેદા કરી કે સરલાબહેન તેમની બધી નોંધો સમજવાનો પ્રયત્ન કરતાં, અને તેમની સાથે બાળકો મંબંધે વિચારવામાં વખત ગાળતાં. વખત જતે કરુણાશંકરનાં સૌજન્ય, સૌહાર્દ અને સંસ્કારે સરલાબહેનને પોતાનું દિલ ખોલતાં કરી દીધાં.

આસ્તે આસ્તે ઘરમાં ફેરફાર શરૂ થયા. અંગ્રેજ આયાઓનું સ્થાન હિંદી આયાઓએ અને અંગ્રેજ શિક્ષકોનું સ્થાન હિંદી શિક્ષકોએ લેવા માંડયું. શેઠ સાહેબ બપોરના મિલમાં જમતા તે હવે ઘેર જમતા થયા. સાંજના મિલમાંથી પરવારીને તેઓ પરિવાર સાથે હરવાફરવામાં અને વાતો કરવામાં વખત આપવા લાગ્યા. માત્ર ટેબલ પર જ ખવાતું તેને બદલે હવે પાટલા પર પણ ખવાતું થયું. ઘરનાં ઉપસ્કર અને સજાવટમાં પણ આપણી સંસ્કૃતિ દેખાવા લાગી. ઘરમાં વ્યવહારની ભાષા અંગ્રેજીને બદલે ગુજરાતી થઈ ગઈ.

કરુણાશંકરે પ્રારંભમાં કેટલો શ્રમ લીધો હતો તેની કલ્પના થઈ શકે એમ નથી; પણ તેમની એ વખતની રોજનીશી વાંચવામાં આવે તો તેનો કંઈક ખ્યાલ આવી શકે ખરો. તેમની ડાયરીઓનાં અને નોંધોનાં કબાટ ભરેલાં છે. જ્યારે એમાં દટાયેલો ખજાનો ગુજરાતી આલમ સમક્ષ રજૂ થશે ત્યારે તેને ઝાંખી થશે કે તેની ગોદમાં એક કેવો પ્રતિભાસ્રુપન્ન શિક્ષક અજ્ઞાતભાવે વિહરી ગયો !

ધીમે ધીમે સરલાબહેન કેળવણીની વાત સમજતાં થયાં એટલે એમની સમક્ષ મૉન્ટેસોરીની વાત રજૂ કરાઈ. એમણે એનું સાહિત્ય પણ વાંચ્યું. પરિણામે પોતાનાં બાળકો એ પદ્ધતિએ વિકસે એવી પ્રબળ ઇચ્છા એમને થઈ. વળી એમને એમ પણ થયું કે બાળકોને તેમની કેળવણી માટે ચાલુ શાળાઓમાં મોકલવા કરતાં પોતાને ત્યાં જ એમને માટે એક સંસ્થા ઊભી કરવી. એટલે એમણે વિષયવાર શિક્ષકો મેળવવા પ્રયત્ન કરવા માંડયો. શિક્ષકો મેળવી આપવા જેમને વિનંતી કરવામાં આવતી તેઓ કહેતા કે "અમને શું કહો છો ? તમારી પાસે કરુણાશંકર જેવા છે એટલે અમારા કરતાં એમની દ્વારા યોગ્ય શિક્ષકો મળી રહે એમ છે. તમે એમને જ કહોને."

કરુણાશંકરની કાયમની એ નીતિ હતી કે કશુંય પરાણે પકવવું નહિ, સંજોગો ઊભા કરી સમય પાકવાની રાહ ધીરજથી જોયા કરવી. શિક્ષક શોધીને થાકયાં ત્યારે સરલાબહેને તેમને કહ્યું કે "માસ્તર, હવે તમે જ શિક્ષકો મેળવી આપો." પછી તો ભલાકાકા, ચોકસી માસ્તર, દેસાઈભાઈ,* સંગીતશિક્ષક, વ્યાયામશિક્ષક, રવિશંકર રાવળ, પુલિનવિહારી દત્ત, પંડિત આત્માનંદ, કૌશિકરામ વગેરે આવ્યા.

આમ એક કલાકના 'ટયુશન'ની કલ્પના એક શાળામા વિકસી. શાળાને માટે અલગ મકાન અને સાધનો પણ

* લેખક પોતે — સંપાદક

અવસર છે. તે હરખડી ગયા નહિ. પોતાનો યથાશક્તિ ભાગ ભજવવાનો તેમણે દૃઢ સંકલ્પ કર્યો.

'સ્ટ્રીટ' બંગલામાં પેસતાં જ એક નાની ઓરડી છે, ત્યાં માસ્તરને માટે જગા રાખી હતી. છોકરાં ત્યાં આવે અને માસ્તરની પાસે એકાદ કલાક ભણીને ચાલ્યાં જાય, એટલે માસ્તર પણ ચાલ્યા જાય, એવી ગોઠવણ હતી. પહેલે દિવસે કરુણાશંકર આ ઓરડીમાં બેઠા. છોકરાં આવ્યાં અને કલાકેક થયો એટલે ચાલ્યાં ગયાં. એમણે નોટબુકો ને પેન્સિલોની માગણી કરી, અને છોકરાં સાથે કલાકને બદલે વધારે વખત ગાળવાની ઇચ્છા જણાવી. આથી શેઠ સાહેબે તેમને કહ્યું: "જુઓ માસ્તર, પેન્સિલો અને નોટબુકોની શી જરૂર છે? તમે છોકરાંને એકાદ કલાક ભણાવો અને તે દરમિયાન તેમને લખતાં, વાંચતાં ને ગણતાં શીખવી દો એટલે બસ છે. કલાકથી વધારે માથાફૂટ કરવાની જરૂર નથી."

પણ કરુણાશંકરને ગળે શેઠ સાહેબની આ સલાહ–આ ગોળી–ઊતરે એમ નહોતી. એમણે શેઠ સાહેબને સમજાવી દીધું કે "જે ઓરડો ભણતર માટે રાખ્યો છે તે યોગ્ય જગા નથી. ત્યાં આગળ માણસોની અવરજવર હોવાથી બાળકો ધ્યાનભગ્ન બને. જગા શાન્ત, સુંદર અને વિશાળ હોવી જોઈએ. બાળકો મારી પાસે રહેવું હશે તેટલો વખત રહેશે,

અને નહીં રહેવું હોય ત્યારે ચાલ્યાં જશે; પણ હું તો મારા ખંડમાં બેઠો જ રહીશ. મારે ઘરે બીજું કશું કામ નથી. અધ્યયન અને અધ્યાપન સિવાય મારે બીજો કોઈ વ્યવસાય નથી. એટલે હું તો સવારે આવીશ ને બપોર સુધી રહીશ, ને બપોર પછી આવીશ તે રાત સુધી રહીશ. બાળકો મારી પાસે નહીં હોય ત્યારે હું વાંચીશ-વિચારીશ અને સરલાબહેન માટે કંઈક લખીશ પણ ખરો. ”

શેઠ સાહેબ પામી ગયા કે આ કોઈ સામાન્ય માણસ નથી; એટલે એમણે જરૂરી અનુકૂળતા ધીમે ધીમે કરી દીધી.

શેઠ સાહેબના ઘરના સંચાલનની બધી જવાબદારી સરલાબહેને ઉપાડી લીધેલી. શેઠશ્રીની જવાબદારી બહારનાં કામોની અને ઘરનાં કામોની જવાબદારી સરલાબહેનની. ઘરના નાનામાં નાના કામથી માંડીને બાળકોની કેળવણી સુધીનાં બધાં કામોમાં તે જાતે ધ્યાન આપે. માસિક ત્રણથી ચાર હજાર રૂપિયાનો પગાર ચુકવાય એટલા નોકરચાકરો અને શિક્ષકો થયા ત્યારે પણ બધું તંત્ર તેમના જ હાથમાં હતું. શરૂઆતથી જ કરુણાશંકર પામી ગયા હતા કે સરલાબહેન દ્વારા આખા ઘરનું મોં ફેરવી શકાય એમ છે ને મોં તો ફેરવવું જ રહ્યું.

એમનું કામ હવે માત્ર બાળકોને જ ભણાવવાનું હતું એમ નહોતું, પણ સરલાબહેનને તૈયાર કરવાનું અને એ રીતે

તૈયાર થઈ ગયાં. શિક્ષકો ત્યાં જ રહે તે માટે શિક્ષકનિવાસ પણ યોજાઈ ગયા. પોતાનાં બાળકો માટે આટલી બધી જહેમત, કાળજી અને ચિંતા દેશભરમાં કોઈ પણ શેઠિયાએ એ જમાનામાં ઉઠાવેલી જાણમાં નથી.

આયાઓ, નોકરચાકરો, રસોઇયા, પટાવાળા, માળી, ધોબી, દરજી, રબારી, ભંગી, મોટરડ્રાઈવર, કારકુન વગેરે સાથેના વ્યવહારોમાં પણ ભારે ફેર પડી ગયો. આત્મીયતા અને માનવતા દેખાવા લાગ્યાં.

એ બધાં સાથેના સંબંધમાં કરુણાશંકર પોતાના ઉમદા ગુણોને લીધે આ કુટુમ્બના આપ્તજન થઈ પડ્યા. સરલાબહેન ને પરગામ જવું હોય તો તે કરુણાશંકરને ઘરની ભાળવણી કરી જાય. બાળકોને ક્યાંય બહાર જવાનું હોય તો 'માસ્તર'ને તેમની સોંપણી કરાય. સરલાબહેનનાં માસ્તર પરનાં શ્રદ્ધા અને ભક્તિ જેમ જેમ વધતાં ગયાં તેમ તેમ માસ્તરની જવાબદારી પણ વધતી ગઈ. તેઓ બંગલે ન હોય ને પોતાને ઘેર હોય તો પણ એમનો જીવ તો બંગલે જ હોય. ઘેર પણ શેઠ સાહેબનાં બાળકોની જ વાતો ચાલે. ઘેર કોઈ મહેમાન કે આપ્તજન આવે તો તેની સાથે પણ એ જ વાતો; અને એને બંગલે લઈ જઈ બધો પ્રયોગ બતાવે તથા સરલાબહેન સાથે તેનો પરિચય પણ કરાવે ત્યારે તેમને સંતોષ થાય. બાળકોને સીમલા, માથેરાન, મુંબઈ કે જ્યાં જ્યાં જવાનું થાય ત્યાં ત્યાં સાથે તેમને પણ જવાનું હોય જ.

શરૂઆતમાં તો બધાં નીકળે ત્યારે તેમની સાથે જ તેમનું નીકળવાનું રખાતું, અને બીજા નોકરોની સાથે તેમને પણ મુસાફરી કરવાની રહેતી, અને જેમ બીજા નોકરો શેઠસાહેબના નિવાસમાં રહેતા તેમ તેમનું પણ રહેવાનું હતું; પણ શિક્ષકો પ્રત્યેની શેઠશ્રીની તથા સરલાબહેનની દૃષ્ટિમાં ફેર પડયા પછી શિક્ષકો માટે મુસાફરીની, રહેવાની અને ખાવાપીવાની સ્વતંત્ર ઇલાયદી વ્યવસ્થા કરાતી થઈ.

સન ૧૯૨૦માં શેઠ સાહેબને સપરિવાર વિલાયત જવાનું થયુ. બાળકોની સાથે માસ્તરને પણ જવાનું હોય જ, તેથી તેમને પણ વિલાયત જવું પડયું. કરુણાશંકરના કેટલાક સ્નેહીઓ તો અનાયાસે પ્રાપ્ત થયેલા વિલાયતની મફરના આ પ્રસંગથી ખુશ થયા, ને તેમને નસીબદાર ગણવા લાગ્યા; પણ તેમણે એવી કોઈ ધન્યતા અનુભવી નહીં. તે સ્વાધીન વ્યક્તિ તરીકે વિલાયત જતા નહોતા; તે તો જતા હતા માસ્તર તરીકે. શેઠ દંપતીનો તેમના પર આત્મીય ભાવ હતો, છતાં કોણ જાણે શાથી 'હું પરાધીન છું' એ ભાર તેમના મગજ પર કાયમનો રહ્યા જ કર્યો છે. તેઓ કર્તવ્યનિષ્ઠ હતા અને તેથી તે વિલાયત પણ ગયા.

ત્યાંથી પાછા આવ્યા પછી તેમને પૂછવામાં આવતું કે તમે વિલાયતમાં અનેક શિક્ષણસંસ્થાઓ જોઈ હશે, એ સિવાય પણ તમને ત્યાંના ઘણા અનુભવ થયા હશે તો

તમારી ત્યાની છાપ ગમ ધે કઈક કહો પણ જ્યારે જ્યારે આવી વાત નીકળતી ત્યારે ત્યારે તે કહેતા કે દાગભાવે જનારથી વિલાયતનું યથાર્થ દર્શન કરી શકાય નહીં આમ કહીને તે એ બાબતો પર મૌન સેવતા

એક વખત વાતવાતમા એમણે ત્યાનો એક નીચેનો પ્રસગ કહ્યો

એક મા હતી તેને એક દીકરી હતી દીકરી મોટી થઈ, પરણી અને પતિગૃહે ગઈ પછી તો ઘણા વરસ વીત્યા એક દિવસ દીકરીએ માને લખ્યુ "મા, તને છોડયે ઘણા વરસ થઈ ગયા છે એક વાર તારી પાસે આવી જવાનુ ઘણુ મન થયુ છે." માએ જવાબ વાળ્યો "દીકરી, જેવુ તને મન થયુ છે તેવું મને પણ થયુ છે, પણ ઘરમા જગા નથી · હૉટેલમા રહી શકાય એમ હોય તો આવજે." દીકરીને માટે ઘરમા જગા ન હોય અને તેને હૉટેલમા ઊતરવુ પડે એવી દશા હિંદુસ્તાનમા પેદા ન થાય એમ આપણે ઈશ્વર પાસે માગીએ.

પોતાની સગવડઅગવડનો વિચાર જેને કદી પણ આવતો નહી અને પોતાને ગમે તે અડચણ કે આપદા પડે તેની સહેજ જાણ જે ગમે તે ભોગે બીજા ને થવા દે નહી એવા કરુણાશંકર વિલાયતમા શેઠ સાહેબના કુટુમ્બમા 'માસ્તર' તરીકે રહ્યા !

એમને લીધે પોતાનાં બાળકો માટે પોતાનું જીવન યોજવાની સદ્દવૃત્તિ શેઠ દંપતીમાં ઉત્તરોત્તર વધતી જ ગઈ. એ વૃત્તિએ જ એમના જીવનમાં—આચારવિચાર, આહારવિહાર, રહેણીકરણી—સર્વમાં ઇષ્ટ પરિવર્તનો કરાવ્યાં. એ જ સદ્દવૃત્તિને લીધે મૉન્ટેસોરી પ્રત્યે ભક્તિભાવ પેદા થયો, અને સરલાબહેને એ સંબંધે ઠીકઠીક જ્ઞાન પણ મેળવ્યું. આ વખતે શ્રીદક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં સ્વ. ગિજુભાઈ મૉન્ટેસોરી પદ્ધતિએ બાલમંદિર ચલાવવાનો પ્રયોગ કરતા હતા. કરુણાશંકરે તેમનો અને સરલાબહેનનો સંબંધ જોડી આપ્યો. આજે ગિજુભાઈસ્થાપિત ગુજરાતના મૉન્ટેસોરી સંઘ—નૂતન બાલશિક્ષણ સંઘ—નાં પ્રમુખ, સરલાબહેન છે.

સન ૧૯૧૫માં ગાંધીજીએ અમદાવાદમાં વાસ કર્યો ને બૅરિસ્ટર જીવણલાલના કોચરબના મકાનમાં આશ્રમ શરૂ કર્યો. કરુણાશંકરે આ વખતે શેઠ સાહેબના કુટુમ્બનો સંબંધ ગાંધીજી સાથે જોડી આપ્યો. એમાંથી જ શેઠ સાહેબનાં મોટાંબહેન અનસૂયાબહેન બાપુજીનાં અનુયાયી બન્યાં, અને સરલાબહેન પણ એમનાં એવાં ભક્ત બની ગયાં કે આજે ગુજરાતનાં કસ્તૂરબા ટ્રસ્ટનાં કેન્દ્રોનાં તે સંચાલિકા છે. સત્યાગ્રહાશ્રમમાં હરિજનને વસાવવાને કારણે જ્યારે આખા અમદાવાદે આશ્રમને તરછોડ્યા હતા અને શેઠિયાઓ તરફથી મળતી મદદ બંધ થવાને કારણે ગાંધીજી હરિજનવાસમાં જઈને વસવાનું અને તેમની જેમ મજૂરી કરીને નિર્વાહ

મેળવવાનું વિચારી રહ્યા હતા ત્યારે આશ્રમ નજીક એક શેઠિયાની મોટર આવી હતી, ને ગાંધીજીના હાથમાં રૂપિયા તેર હજારનો ચેક મૂકીને તે શેઠિયો ચાલ્યો ગયો હતો. શેઠ શ્રી અંબાલાલ ગાંધીજીને આ રીતે પ્રથમ જ મળ્યાનો આ પ્રસંગ છે. કરુણાશંકરે શેઠ સાહેબના ઘરમાં ઊભા કરેલા પવિત્ર અને ભાવભર્યા હવામાનનો આ પ્રભાવ હતો. પછી તો આ ઉદાત્ત કુટુમ્બ સાથેનો બાપુજીનો સંબંધ વધતો ગયો તે એટલે સુધી કે પોતાની બીમારીમાં એક વખત ગાંધીજી શેઠ સાહેબને ત્યાં રહ્યા હતા.

પેટલાદમાં હતા ત્યારે જ કરુણાશંકરે શાન્તિનિકેતનની યાત્રા કરી હતી, અને ગુરુદેવ શ્રીરવીન્દ્રનાથ ઠાકુરનાં દર્શન કરીને ધન્યતા અનુભવી હતી. ગુરુદેવની અને તેમના આશ્રમની ઊંડી અને ચિરસ્થાયી છાપ તેમના ચિત્ત પર પડી હતી. એ છાપે તેમને ગુરુદેવનાં લખાણ વાંચવાવિચારવા અને તેની ખાતર બંગાળી ભાષા શીખવા પ્રેર્યા હતા. એ પ્રવાસમાં તે કલકત્તા પણ ગયા હતા અને ત્યાં તેમણે 'મૉડર્ન રિવ્યુ'ના તંત્રી શ્રીરામાનંદ ચૅટરજીનાં પણ દર્શન કર્યાં હતાં. કલકત્તામાંથી તેમના હાથમાં બંગાળી લિપિમાં છપાયેલો 'શબ્દકલ્પદ્રુમ' નામનો એક અપૂર્વ સંસ્કૃત શબ્દકોશ હાથ લાગી ગયો હતો. બનારસમાં તે નાગરી પ્રચારિણી સભાના સંસર્ગમાં પણ આવ્યા હતા, અને ત્યાંથી તે 'હિન્દી શબ્દસાગર'• લઈ આવ્યા હતા. 'શબ્દ-

કલ્પદ્રુમ' છેક છેવટ સુધી તેમના અભ્યાસનો એક ખાસ ગ્રંથ રહ્યો હતો.

ગુરુદેવ પ્રત્યેના તેમના ઉત્કટ ભાવે તેમની પાસે ગુરુદેવના ગ્રંથોનો અભ્યાસ કરાવ્યો અને સરલાબહેનને પણ રસ લગાડાવ્યો. સન ૧૯૨૦માં ગાંધીજી ગુરુદેવને અમદાવાદમાં લઈ આવ્યા તે પહેલાં કરુણાશંકરે શેઠ સાહેબને ત્યાં એવી ભૂમિકા તૈયાર કરી દીધી હતી કે એ કુટુમ્બે ગુરુદેવના આતિથ્યનો અપૂર્વ લાભ પોતાને મળે એવો આગ્રહ રાખ્યો હતો અને તેથી ગાંધીજીએ એ લહાવો એ કુટુમ્બને લેવા દીધો હતો. આમ થવાથી કરુણાશંકર તો કૃતકૃત્યતા અનુભવતા હતા.

રવીન્દ્રનાથ ઠાકુરની સાથે શાન્તિનિકેતનના ભૂતપૂર્વ આચાર્ય શ્રીક્ષિતિમોહન સેન પણ આવ્યા હતા. એ એક ભારે વિલક્ષણ વ્યક્તિ હતા. એમની અને કરુણાશંકરની મળી દષ્ટોદષ્ટ કે એકબીજા પ્રત્યે સુહૃદ્ભાવ ઉદ્ભવ્યો. ક્ષિતિમોહન સેન એક સમર્થ પ્રતિભાસમ્પન્ન વ્યક્તિ હતા. જ્ઞાનમાં તે Walking Encyclopaedia – હાલતોચાલતો જ્ઞાનકોશ હતા. જ્ઞાનની કોઈ શાખા એવી નહોતી કે જેમાં તેમણે અવગાહન કરીને તલસ્પર્શી અભ્યાસ ન કર્યો હોય. તેઓ ગુરુદેવના અનન્ય ભક્ત હતા. એ તેમની સાથે ગુજરાતમાં આવ્યા હતા ગુજરાતના ભક્ત સંતસાધુઓનો

પરિચય સાધવા અને એ રીતે કબીર વગેરેનાં ભજનોનું સંશોધન કરવા. આમ હોવાથી ગુરુદેવ પાછા ગયા ત્યારે તે પાછળ રોકાઈ ગયા. આ અરસામાં કરુણાશંકરે શ્રી હરિપ્રસાદ મહેતા સાથે તેમનો પરિચય કરાવ્યો હતો અને તેઓ તેમને ત્યાં રહ્યા હતા. અમદાવાદમાં તે લગભગ એક માસ રોકાયા હતા. તે દરમિયાન તેઓ રોજ ગુરુદેવનાં ધર્મસંગીત, પ્રાયશ્ચિત્ત વગેરેમાંથી કાંઈ ને કાંઈ કરુણાશંકર, હરિપ્રસાદ વગેરે આત્મીય જનોના વૃંદને વાંચી સંભળાવે. આમ ગુરુદેવના પ્રસાદામૃતનું પાન રોજ રોજ થતું હતું. આ એક અપૂર્વ લાભ હતો. ક્ષિતિમોહન સેન સાથેનો કરુણાશંકરનો સંબંધ એટલો ગાઢ બન્યો હતો કે કેટલાંક વરસ સુધી તો તેઓ દર વરસે ગુજરાતમાં આવી જતા, અને તે જેટલો વખત રહેતા તેટલો બધો વખત જ્ઞાનગોષ્ઠિની મહેફિલ જામેલી રહેતી.

જ્યારથી કરુણાશંકર પેટલાદ છોડીને શેઠ સાહેબને ત્યાં રોકાયા હતા ત્યારથી એમના મનમાં બે વાત કાયમની ખટકતી રહી હતી. એક વાત એ હતી કે પોતાનાં જ દીકરાદીકરીને કેળવવાનું મૂકીને નાણાં ખાતર કોઈ ધનિકનાં બાળકો પાછળ બધો વખત આપવો એ વાજબી છે? પિતા તરીકેના ધર્મની ઉપેક્ષા એમાં થતી નહોતી? અને જો થતી હોય તો એવી ઉપેક્ષા કરનાર બીજાંનાં બાળકને શું કેળવી શકે? સ્નેહીઓ સમક્ષ પણ કોઈ કોઈ વાર તે

પોતાનુ આ અંગેનુ દિલ ખોલતા. પણ વળી તેમને વિચાર આવતો ને તે દલીલ કરતા કે "હુ મારું કર્તવ્ય એક નિષ્ઠાથી બજાવુ એમા જ મારા બાળકોની કેળવણી રહેલી છે." આ વિચારથી તેઓ શેઠ સાહેબને ત્યા પોતાનો બધો વખત આપતા હતા; છતાં, પોતાની આ મૂઝવણનુ નિરાકરણ છેક સુધી તેઓ મેળવી શકયા હતા કે કેમ તે જણાયુ નથી. શેઠના બાળકો પાછળ પોતાના ચોવીસે કલાક આપનારના બાળકો આપણી સામાન્ય શાળામા ભણ્યાગણ્યા! કરુણાશકરના બાળકોનો ઉછેર તેમની દોરવણી નીચે ચચળબાને હાથે થયો. સેવક તરીકેની ફરજ અદા કરવા માટેનો આ કોઈ નાનોસૂનો ત્યાગ નહોતો!

બીજી મૂઝવણ એ હતી કે આમજનતાના બાળકોને મૂકીને એક ધનિકના બેપાચ બાળકો પાછળ વખત ગાળવો એ બરાબર છે? જ્યારે ગાધીજીએ કેળવણીમા અસહકાર પોકાર્યો ત્યારે એમની આ મૂઝવણ વધી પડી એમને પ્રશ્ન થયો "મારુ સ્થાન કયા છે? શેઠ સાહેબને ત્યા કે જનતામા?"

એક વાતની તો તેમણે ગાઠ જ વાળી હતી કે કોઈ એક વ્યક્તિની નોકરી કરવી હોય તો તે અબાલાલ શેઠની કરવી. એમના સ્નેહીઓની પણ એ જ સલાહ હતી.

પોતાનુ સ્થાન આમજનતામા કે શેઠશ્રીને ત્યા એ

બાબતની પોતાની મૂંઝવણ એમણે એક વાર બાપુજી પાસ રજૂ કરી. બાપુજી તો વિચક્ષણ રહ્યા. તેમનું શેઠશ્રી આગળ કામ અને તેમની ત્યાંની અગત્ય તે પામી ગયા હતા. તેમણે તેમને આદેશ આપ્યો : "તમારે બીજે કયાંય જવાનું નથી, જ્યાં છો ત્યાં જ રહો અને જે કરો છો તે જ કર્યા કરો. એ દ્વારા તમે દેશસેવા જ કરી રહ્યા છે. આ કામ છોડીને તમારે બીજી કોઈ પ્રવૃત્તિમાં–સત્યાગ્રહની લડાઈમાં પણ પડવાનું નથી." બાપુજીના આ આદેશે તેમને ઘણું આશ્વાસન આપ્યું હતું.

સત્યાગ્રહની લડતો તેમણે પોતાની આંખ આગળ ખેલાતી જોઈ હતી, બાપુજી સાથે તેમને ઠીકઠીક પરિચય હતો, વળી સરલાબહેન, મૃદુલાબહેન અને ભારતીબહેન લડાઈમાં જોડાયાં પણ ખરાં; છતાં કરુણાશંકર બાપુજીની સલાહને જ ઠેઠ સુધી વળગી રહ્યા.

નાનપણથી જ કરુણાશંકરે શરીરને ઠીકઠીક કસ્યું હતું, એટલે તેણે કામ પણ ઠીક ઠીક આપ્યું હતું. એ જ્યારથી શિક્ષક બન્યા હતા ત્યારથી શરીર ચોવીસે કલાક તેમની સેવામાં હાજર રહી ધાર્યું કામ આપ્યા કરતું હતું. એ અમદાવાદમાં હતા ત્યારે શરૂઆતનાં વર્ષોમાં તો તે શહેરમાંથી શેઠ સાહેબને ત્યાં ચાલીને જતા અને ચાલીને આવતા. આથી એમને રોજરોજ ઠીકઠીક કસરત મળી રહેતી. તેઓ કહેતા

કે ગાંધીજીનું કહેવું છે કે બેઠાડુ કામ કરનાર રોજના પાંચસાત માઈલ ચાલે નહિ તો તે શરીરનું ચોર ગણાય.

પણ આખી ઉંમર શરીરના સતત કામને કારણે શરીરને ઘસારો લાગ્યો. ઉંમરે પણ પોતાની અસર શરીર પર કરી. છતાં તેમને કદી ગંભીર માંદગી આવી નથી એટલું જ નહિ, પણ તેમને પથારીવશ રહેવું પડે એવું પણ કદી બન્યું નથી.

એમના સાથીઓ નિવૃત્ત જીવન ગાળતા થયા, છતાં તેમને તો નિવૃત્તિ હતી જ નહિ. કોસિંદ્રાના એમના વિદ્યાર્થીઓ હવે પ્રૌઢ બની ગયા હતા. તેમને થયું કે "આ ઉંમરે ગુરુજી હવે નોકરી કરે એ બરાબર નથી. એમણે હવે નિવૃત્ત જીવન ગાળવું જોઈએ." એથી એમના આ વિદ્યાર્થીઓએ એમની પાસે આવીને કોસિંદ્રામાં વસી નિવૃત્ત જીવન ગાળવાનો આગ્રહ કર્યો. કરુણાશંકરથી આ પ્રેમાગ્રહ તરછોડી શકાયો નહિ.

માસ્તર અમારાં બાળકો માટે પોતાની જાત ઘસી રહ્યા છે એ વાત શેઠ સાહેબના ખ્યાલમાં હમેશાં રહેતી હતી, અને તેથી તે તેમનો પગાર દિનપ્રતિદિન વધાર્યે જતા હતા – પચાસથી ત્રણસો સાડીત્રણસો સુધી તેમને લઈ ગયા, એટલું જ નહિ, પણ 'માસ્તર'ને જ્યારે જેટલો સમય ગેરહાજર રહેવું હોય ત્યારે તેટલો સમય ગેરહાજર રહેવાની છૂટ હતી.

કોણ જાણે કેમ પણ સન ૧૯૨૭ના અરસામાં તેમનું મન શેઠ સાહેબને ત્યાંથી ઊઠ્યું હતું, અને તેવામાં જ કોસિંદ્રાના ભાઈઓનો ભાવભીનો આગ્રહ થયો; એટલે તે કોસિન્દ્રા ગયા. નિવૃત્ત થવાના ઇરાદાથી કે અમદાવાદનું કામ છોડીને ભાગવું હતું તેથી તે કોસિંદ્રા ગયા હતા એવું નહોતું; પણ તેમણે ત્યાં ઠીકઠીક લાંબો સમય ગાળ્યો.



## ફરી કોસિંદ્રામાં

(સન ૧૯૨૭થી ૧૯૩૦)

કોસિંદ્રાના ભાઈઓ કરુણાશંકરને લઈ ગયા હતા તે એ ઇરાદાથી કે તે નિવૃત્ત જીવન ગાળે, પણ જેણે જીવનભર કામ જ કર્યા કર્યું હોય તે કામ વિના કેમ રહી શકે ? તે પોતાની સૃષ્ટિ ઊભી કર્યા વિના રહી શકે જ નહિ. નિવૃત્ત –કોઈ પણ કામ નહિ–એટલે કર્મયોગીનુ મૃત્યુ. એમણે કોસિંદ્રામા પ્રવૃત્તિ શરૂ કરી. ગામમા ફરી પાછું અધ્યયન અધ્યાપનનુ વાતાવરણ જામ્યુ. પ્રાથમિક શાળાના શિક્ષકો પણ આમા ભળ્યા, ને આખરે વિદ્યાર્થીઓ પણ. આ રીતે આખા ગામમાં જ્ઞાનસત્ર આરંભાઈ ગયુ. પછી તો ધીમે ધીમે પુસ્તકાલયની સ્થાપના થઈ, રાતે ભજનકીર્તન થવા લાગ્યાં અને બાળકોના યોગ્ય વિકાસ માટે વિશિષ્ટ પ્રકારની એક શાળા પણ શરૂ થઈ ગઈ.

આ બધી પ્રવૃત્તિમાં સૌથી વધારે રસ લેનાર અને

મદદ કરનાર શ્રી રણછોડભાઈ હતા. એમના ઘર નજીક જ એક ટેકરા પર નિશાળ શરૂ થઈ. ચોવીસે કલાક બાળકો ત્યાં જ રહેતાં. એ વખતે દેવશંકરભાઈ ત્યાંના અંગ્રેજીના ખાનગી વર્ગના શિક્ષક હતા. તે બી. એ. થયા હતા અને પેટલાદના છાત્રાલયમાં રહેલા હતા અને કરુણાશંકરની ખાસ અસર નીચે આવેલા હતા. તેમની એ ખાનગી નિશાળ ઉપરની વિશિષ્ટ નિશાળમાં ફેરવાઈ ગઈ.

આ પછી તેમને મદદ કરવા ગોવર્ધનભાઈ દેસાઈ આવ્યા. તે કરુણાશંકરના વિદ્યાર્થી હતા અને બી. એ. થઈ વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં વનો એ. વી. સ્કૂલમાં મુખ્ય શિક્ષક તરીકે કામ કરતા હતા. ત્યાંથી ઊંઠીની નોકરીએ તે અહીં આવ્યા. જતે દિવસે શેઠ શ્રી અંબાલાલને ત્યાંથી સંસ્કૃત અને હિન્દીના શિક્ષક આત્માનંદ પંડિતજી, ચિત્રના શિક્ષક પુલિનવિહારી દત્ત અને હાલ શ્રી અરવિંદના આશ્રમમાં છે તે કવિ પૂજાલાલ દલવાડી અહીં શિક્ષકો તરીકે કામ કરવા આવ્યા.

જ્યારે શાળા વ્યવસ્થિત રૂપ લેશે એમ લાગ્યું ત્યારે કરુણાશંકરે શ્રી કાકાસાહેબને (કાલેલકરને) ત્યાં બોલાવ્યા. ત્યાંનું બધું કામ અને લોકોનો ભક્તિભાવ જોઈને એ તો ખુશ ખુશ થઈ ગયા. પણ એ તો રહ્યા ગષ્પ્રેમેવક. એમણે હરિજનોની દશા સંબંધે પૂછપરછ કરી અને હરિજનવાસમાં

જવાની ઇચ્છા દર્શાવી. હિંદુ સમાજનું તિરસ્કારાયેલું અને વિસરાયેલું આ અંગ કોસિંદ્રામાં તિરસ્કારાતું નહોતું પણ વિસરાયેલું તો હતું જ. કાકાસાહેબની સાથે કરુણાશંકર, શિક્ષકો અને ગામના સંભાવિત ગૃહસ્થો ગયા; પણ આ વાત ગામના એકબે બ્રાહ્મણભાઈઓને ખટકી, અને એ પ્રત્યે પોતાની નાપસંદગી પણ એમણે બતાવી. કાકાસાહેબે આથી આ આખો પ્રશ્ન પોતાની લાક્ષણિક ઢબે લોકોને સમજાવ્યો. આમ થવાથી પેલા ભાઈઓને સાચી વાત સમજાઈ. એમણે કબૂલ્યું કે તેમને સિદ્ધાન્તની દૃષ્ટિએ હવે વાંધો રહ્યો નહોતો, પણ સામાન્ય જનતા આ બાબતમાં સમજતી ન થાય ત્યાં સુધી હરિજનોને અડવાનું સાહસ તેઓ કરી શકશે નહિ. કાકાસાહેબે તેમને સમજાવ્યું કે આગેવાનનું કામ લોકોને દોરવાનું અને આગળ લઈ જવાનું છે, એને બદલે જો તેઓ લોકોની મરજી મુજબ ચાલતા થઈ જાય તો તેઓ આગેવાન મટીને પીછેવાન બની જાય.

કાકાસાહેબ કોસિંદ્રા આવી ગયા તે ઠીક જ થયું. રાષ્ટ્રીય કેળવણીનાં મુખ્ય બે તત્ત્વ–(૧) અસ્પૃશ્યતાનિવારણ –સમાનતા–અને (૨) શ્રમભર્યું જીવન–એ બંનેની પ્રતિષ્ઠા શાળામાં થઈ. એમણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે “ આ બધા ખેતી કરનારા છે, અને એમાં કોઈ એવો નથી કે જે વરસદહાડે બે હજારથી ઓછી સાલ પકવતો હોય. એમનાં બાળક સંસ્કારી અને ઉત્તમ ખેડૂત બને એવી કેળવણી એમને મળવી જોઈએ.

આજની કેળવણી ખેડૂતનાં છોકરાંની ખેતી, કારીગરનાં છોકરાંની કારીગરી અને મજૂરનાં છોકરાંની મજૂરી છીનવી લે છે. અહીં એવું ન થવું જોઈએ."

કાકાસાહેબના સમાગમની સુભગ અસર થઈ; ગામમાંથી અસ્પૃશ્યતા ગઈ અને શાળામાં શરીરશ્રમને તથા કાંતણ-પીંજણને સ્થાન મળ્યું. છતાં જે બાળકો એમાંથી તૈયાર થયાં તે વિદ્યાવ્યાસંગી જરૂર થયાં, શાન્તિનિકેતન અને ગુજરાત વિદ્યાપીઠમાં ભણવા ગયાં, પણ એ ખેડૂત તો ન જ થયાં. ખેડૂતનાં બાળક આદર્શ સંસ્કારી ખેડૂત બને એ કાકાસાહેબનુ સ્વપ્ન આ શાળા સિદ્ધ ન જ કરી શકી. રણછોડભાઈને ત્યાં અઢાર જોડ બળદની ખેતી હતી, પણ તેમના છોકરાએ ભણીગણીને ખેતીને બદલે વડોદરામાં નોકરી કરવા માંડી. એવું બીજાં બાળકોની બાબતમાં પણ બન્યું.

આપણી કમનસીબી એ છે કે રાષ્ટ્રીય કેળવણીને નામે આટઆટલું કરવા છતાં હજી એવી કેળવણી પામેલાં બાળકો હજી પણ બાપીકો ધંધો કરતાં થયાં નથી.

આ અરસામાં શાન્તિનિકેતનવાળા શ્રીક્ષિતિમોહન સેન ત્રણચાર વખત કોસિંદ્રામાં આવી ગયા. તે ગુજરાતમાં કરુણાશંકરને કારણે જ આવતા હતા, અને કરુણાશંકર પણ તેમને ખાસ આગ્રહથી બોલાવતા હતા. બાબુજીનો વાસ ત્યાં જેટલો વખત હોય તેટલો વખત તો આખા

ગામને પોતે કોઈ જુદી જ દુનિયામાં હોય એવો અનુભવ થતો. રાતદિવસ બાબુજીની જ્ઞાનગંગા વહેતી જ રહે. એ ન થાકે કે ન કંટાળે. એમને તો પોરસ ચડ્યા જ કરે.

ગામલોક કરુણાશંકરને અમદાવાદથી લઈ આવ્યા હતા તેઓ નિવૃત્ત જીવન ગાળે એ આશયથી; પણ એમણે તો ચોવીસે કલાકની પ્રવૃત્તિ આદરી દીધી અને આખા ગામને જાણે વીજળી વળગાડી દીધી. એમણે કદી નાણાંનો વિચાર કર્યો નથી; એની ત્રેવડ એમણે કદી કરી નથી. એમનું આખું જીવન એ જ રીતે પસાર થયું છે. કોસિંદ્રાના આ ભાવિક લોકોએ એમની એકેએક યોજના પૂરાં ભાવશ્રદ્ધાથી ઉપાડી લીધી હતી; પણ એમાં નાણાં તો પાણીની જેમ રેલાતાં હતાં. દરેક જણ શક્ય તેટલું બધું આપ્યા જ કરતો હતો; પણ એમની પાસે કાંઈ નાણાંનો અખૂટ ઝરો નહોતો. એ તો ખેડૂતો હતા, ને ખેતીમાંથી જે આવે તે વડે પોતાનો વહેવાર ચલાવતા હતા. આમ હોવાથી ખરચ કરવાની એમની મર્યાદા હતી.

કરુણાશંકરને કારણે કોસિંદ્રામાં અનેક કાર્યકર્તાઓ અને વિદ્વાનો આવતા. એ સૌ ગામનાં ઉત્સાહ, સંસ્કાર અને ભક્તિભાવ જોઈને આનંદાશ્ચર્યમાં ડૂબી જતા. સૌ કોઈ શાળાનું કામ જોઈને પણ પ્રસન્ન થતા.

કોસિંદ્રાના ભાઈઓ ગુરુજીને લઈ આવ્યા હતા તેઓ

નિવૃત્ત જીવન ગાળે અને અંત સુધી ત્યાં જ રહે એટલા માટે. કરુણાશંકર કોસિંદ્રા ગયા હતા તેમનો પ્રેમાગ્રહ ન ઉવેખી શકવાને કારણે થોડો સમય ત્યાં ગાળવા માટે. લોક જાણે કે હવે તે અહીં કાયમના આવ્યા, ને તે જાણે કે થોડા માસ રહીને તેમને સંતોષીને હું પાછો અમદાવાદ જઈશ. પણ અહીં આવીને નિવૃત્તિ તો ક્યાંય રહી પણ ભારે પ્રવૃત્તિ ઊપડી ગઈ. કામ આપોઆપ એટલું વધી ગયું હતું કે સહજમાં તેમનાથી કોસિંદ્રા છોડાય એવું રહ્યું નહિ. પણ શેઠશ્રી આગળનું કામ પડ્યું જ હતું, અને એ લોકો પણ તેમને પાછા આવી જવા વારંવાર આગ્રહ કરતા હતા. એટલે છેવટે સન ૧૯૩૦માં તેમણે પાછું કોસિંદ્રા છોડ્યું. તે જાય એ લોકોને ગમતું હતું એમ તો નહોતું જ; પણ ગુરુજીને કામ જ કરવું હોય અને નિવૃત્ત જીવન ન જ ગાળવું હોય તો શેઠશ્રીનો એમના ઉપર ખાસ હક્ક હતો એમ તેઓ માનતા હતા. તેથી નાછૂટા એટલું પુણ્ય ગણીને તેમણે ગુરુજીને આખરે અમદાવાદ જવાની રજા આપી.



## ફરી અમદાવાદમાં

( સન ૧૯૩૦થી ૧૯૪૦ )

---

કોસિંદ્રામાં કરુણાશંકર પૂરબહારમાં ખીલ્યા હતા. ત્યાંનું વાતાવરણ જ એવું હતું. લોકોનો તેમના પર ભાવ પણ એવો હતો. વળી ત્યાં સામાન્ય જનતાનાં બાળકો સાથે કામ શ્રદ્ધાવાળા હતા. કરવાનું હતું. જે શિક્ષકો હતા તે પણ કર્તવ્યનિષ્ઠ અને આમ છતાં કર્તવ્યબુદ્ધિએ તેમને પાછા શેઠશ્રીને ત્યાં આણ્યા.

કોસિંદ્રામાં મન વધારે કોળતું હતું તેનું કારણ હતું. અમદાવાદમાં સમાજથી અલગ પડીને કામ કરવાનું હતું, જ્યારે કોસિંદ્રામાં સમાજની વચ્ચે રહીને સમાજની સાથે તેમ જ સમાજને માટે કામ કરવાનું હતું. આ ઊણપનો ખ્યાલ સરલાબહેનને કે શેઠશ્રીને નહોતો એમ નહોતું. એ સારી રીતે સમજતાં હતાં કે " આપણાં બાળકો સમાજથી અલગ રહીને એકલાં જ ગમે તેટલી સારી રીતે ઊછરે, છતાં જો તેઓ સમાજનાં બાળકોમાં ભળીને ઘડાય નહિ તો તેમનું

ઘડતર અધૂરું જ રહેવાનું." પણ સામાન્ય નિશાળોમાં પોતાનાં બાળકોને મોકલવાનું તેમને મન થતું નહોતું, અને પોતાની નિશાળમાં સમાજનાં બાળકોને નોતરવાની તેમની હિંમત ચાલતી નહોતી. આ ઘડમથલનો ઉકેલ કદી આવી શક્યો નહીં. પણ છેવટે એમ નક્કી કરાયું કે અમુક ઉંમર સુધી બાળકોને 'ઘરશાળા'માં રાખવાં અને કૉલેજમાં જવા જેવાં થાય ત્યારે તેમને બીજાં બાળકોના સાથમાં મૂકવાં.

શાળા તો શેઠશ્રીનાં બાળકો પૂરતી જ હતી; અને જેમ જેમ તે મોટાં થતાં ગયાં તેમ તેમ તે 'ઘરશાળા'માંથી છૂટાં થતાં ગયાં. એમ કરતાં કરતાં આખરે એવો સમય આવ્યો કે જ્યારે 'ઘરશાળા'માં એકે બાળક રહ્યું નહિ અને તેની જરૂર રહી નહિ. જતે દિવસે શિક્ષકોની સંખ્યા ઘટવા લાગી, ને છેવટે 'માસ્તર' એકલા જ રહ્યા. વળી તેમની ઉંમર પણ થઈ હતી, અને તેમને નિવૃત્તિની જરૂર પણ હતી. તેથી જ્યારે શેઠશ્રીના આગળ ખાસ કામ ન રહ્યું ત્યારે કરુણાશંકરે ત્યાં જવાનું કમી કરી દીધું. આખરે શેઠ સાહેબે તેમને નિવૃત્ત જીવન ગાળવાની સગવડ પણ કરી આપી – તેઓ ઘેર જ રહે અને તેમને મહિને સો રૂપિયા નિવૃત્તિવેતન મળે એમ શેઠશ્રીએ કર્યું.

કરુણાશંકરનું શરીર વૃદ્ધ થયું હતું, ઘસાયું હતું, હાથ કંઈક જૂઠો પડ્યો હતો, પગ અને કેડમાં વાની

અસર પણ જણાતી હતી—ઊભા થતાં ટેકાની જરૂર પડતીઃ આ રીતે શરીર આરામ માગી જ રહ્યું હતું; અને એ સગવડ શેઠશ્રીએ કરી આપી પણ ખરી. છતાં શરીર જેમ જેમ ઘરડું અને અશક્ત થતું ગયું તેમ તેમ આત્મા જાણે જુવાન અને બળવાન થતો ગયો. તેમનો અભ્યાસ વધારે ઊંડો થતો ગયો અને તેમનો આખો દિવસ તેમાં જ વ્યતીત થવા લાગ્યો. નિવૃત્તિ પછી પણ તેઓ ઘણે ભાગે રોજ શેઠશ્રીનાં દીકરી લીનાબહેનને ઘેર જતા, અને તેમના બાળકના ઘડતરમાં તેમને દોરવણી આપતા. આ બહેન હાલ 'શ્રેયસ' નામની એક શિક્ષણસંસ્થા ચલાવે છે. ભલે નિવૃત્ત થયા હોય, પણ એમના તરફ લીનાબહેનને એટલો આદર હતો અને લીનાબહેન પર એમની એટલી વત્સલતા હતી કે તેઓ રોજ એમને ઘેર જતા.

અમદાવાદમાં આવતા પહેલાંથી તેમને જીવનલાલ અમરશી સાથે સ્નેહસંબંધ હતો જ. વળી વિદ્યાવ્યાસંગને અંગે શ્રી નાનાલાલ કવિ, શ્રી રમણભાઈ નીલકંઠ, શ્રી ગટુલાલ ધ્રુ, શ્રી હીરાલાલ પારેખ, સ્વામી અખંડાનંદ વગેરે સાથે પણ પરિચય હતો. પણ અમદાવાદમાં રહ્યા પછી તેમને બીજા કેટલાક કાયમના પરિચયો ને સંબંધો થયા હતા.

એમણે પહેલવહેલું ઘર દિલ્હી દરવાજા બહાર હઠીસિંગ-ની વાડી નજીક રાખ્યું હતું. ત્યાંથી તે રોજ શેઠ સાહેબને

ત્યાં આવજા કરતા. તે અહીં હતા ત્યારે ઠક્કર બાપા એમને ઘેર આવતા.

આ ઘર કરુણાશંકરની શેઠ સાહેબને ત્યાંની આવજા માટે અનુકૂળ હતું, પણ પરિવારને ઘણું અગવડભર્યું હતું. તેથી એ ઘર બદલીને તેઓ સરકીવાડમાં, જેઠાભાઈની પોળમાં, દેડકાની પોળમાં ને આકાશેઠના કુવાની પોળમાં એમ જુદી જુદી જગાએ રહ્યા હતા. જ્યારે 'ઘરશાળા'માં શિક્ષકોને શેઠશ્રીના નિવાસ નજીક નિવાસસ્થાન અપાયાં ત્યારે કરુણાશંકર પણ રિટ્રીટના કંપાઉન્ડમાંના એક નિવાસમાં સપરિવાર રહેતા થયા હતા. એ પછી જ્યારે તે નિવૃત્ત થયા ત્યારે તે કોચરબ-પાલડી પાસે આનંદનગરમાં રહેતા હતા.

વડોદરામાં ઘર હતું તેને મરામત કરાવવાની જરૂર હતી. હવે ચન્દ્રકાન્ત મોટા અને ઘર સંભાળે એવા થયા હતા. એમણે વિચાર્યું, વડોદરાના ઘરના સમારકામમાં નાણાં નાખવા કરતાં એ ઘર વેચી દઈને તેનાં જે નાણાં આવે તેમાં થોડાઘણાં નાણાં ઉમેરીને અમદાવાદમાં જ ઘર બાંધ્યું હોય તો શું ખોટું ? આ વિચારથી વડોદરાનું ઘર વેચી દેવાયું અને અમદાવાદમાં સ્વસ્તિક સોસાયટીમાં ઘર બંધાયુ.

અમદાવાદના નિવાસમાં કરુણાશંકરને ગાંધીજીના સહવાસનો અમૂલ્ય લાભ મળ્યો હતો. તેઓ ઘણી વાર સત્યાગ્રહાશ્રમમાં જતા. તેમને આશ્રમવાસી શ્રી મગનલાલ

તથા મહાદેવભાઈ સાથે પણ ઠીક ઠીક સંબંધ બંધાયો હતો. મહાદેવભાઈ તો કોઈ કોઈ વાર તેમને ઘેર મહેમાન પણ બની જતા.

બીજો અગત્યનો ગાઢ પરિચય તેમને હિતેચ્છુ પ્રેસવાળા શ્રી હરિપ્રસાદ પીતામ્બરદાસ મહેતા સાથે થયો, ને આખરે ઘરોબામાં પરિણમ્યો. શ્રીક્ષિતિમોહન સેન જ્યારે જ્યારે અમદાવાદમાં આવે ત્યારે ત્યારે તે એમને ત્યાં જ ઊતરે એવું કરુણાશંકરે યોજ્યું હતું, અને ત્યાં જ ગુરુદેવના ભક્તોનો ડાયરો જામતો હતો. હરિપ્રસાદનાં માતુશ્રીમાં પણ ખાનદાની અને આતિથ્ય ભારોભાર હતાં અને તેથી તેમની સાથે ને એ રીતે આખા ઘર સાથે કરુણાશંકરને સંબંધ થયો હતો. આટલો ગાઢો સંબંધ અમદાવાદમાં બીજા કોઈની સાથે તેમને થયો નહોતો.

તેમને બીજો સંબંધ બંધાયો હતો દા. હરિપ્રસાદ સાથે. આ સંબંધ હરિપ્રસાદ મહેતા દ્વારા બંધાયો હતો. દાક્તર સાહેબને કરુણાશંકર માટે એટલો આદર અને ભાવ હતો કે તેમનું જીવનકાર્ય ગુજરાત સમક્ષ મુકાય એમ એ ઇચ્છતા હતા.

તેઓ દેડકાની પોળમાં જે ઘરમાં રહેતા હતા તે ઘરની સામે જ શ્રીમતી લીલાવતી શેઠ–હાલનાં શ્રીમતી લીલાવતી મુનશી–રહેતાં હતાં. તેમના પતિ અને નાનાલાલ કવિ

સ્નેહીઓ હતા, તેથી લીલાવતીબહેનને સાહિત્યનો શોખ લાગ્યો હતો. તે સામે જ બારણે રહેતાં હોવાથી કરુણાશંકરને અને તેમના કુટુમ્બને આ બહેનનો પરિચય થયો. આ બહેન વ્યુત્પન્ન, તેજસ્વી, સાહિત્યની અભિરુચિવાળાં અને નિખાલસ હોવાથી તેમની સાથેનો કરુણાશંકરનો પરિચય વધતો ગયો. પછી તો કરુણાશંકરને ત્યાં સાહિત્યપ્રેમી કે એવું કોઈ મહેમાન આવે તો તેમને તે પોતાને ત્યાં આગ્રહ કરીને બોલાવ્યા વિના રહે નહિ. એ પછી કરુણાશંકરે દેડકાની પોળનું ઘર છોડયું તોપણ આ સંબંધ ચાલુ રહ્યો. શ્રીક્ષિતિમોહન સેન આવ્યા ત્યારે તેમને કરુણાશંકર શ્રીમતી લીલાવતીબહેનને ત્યાં લઈ ગયા હતા.

કરુણાશંકર જ્યારે જેઠાભાઈની પોળમાં રહેતા હતા ત્યારે ખાડિયાનું વનિતાવિશ્રામ પાસે જ હતું. તેના તે વખતના આચાર્ય શ્રી ચંદુલાલ દવેના પિતાજીની સાથે તેમને આછો પરિચય હોવાથી શ્રી ચંદુલાલ સાથેનો તેમનો પરિચય વધ્યો હતો. એમની સાથે તેમના મિત્ર શ્રી ભોગીલાલ ઠાકર પણ વનિતાવિશ્રામમાં કામ કરતા હતા.

આ બંને મિત્રો કેળવણીની વિશિષ્ટ સંસ્થા ઊભી કરવાનું વિચારતા હતા. એમની એક શિષ્યા સવિતાબહેન કર્વે વિદ્યાપીઠની સ્નાતિકા થઈ એટલે તેનો સાથ લઈને આ બંને જણે શારદામંદિર શરૂ કર્યું. આ કામના પાયામાં કરુણાશંકરની પ્રેરણા હતી જ.

શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક ત્યારે જુવાન હતા. તે સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટીમાં જોડાવાનો વિચાર કરતા હોવાથી તેમને ઠક્કર બાપા જોડે સંબંધ હતો. એ વખતે શ્રી રણજિતરામ વાવાભાઈ, શ્રી ચંદ્રશંકર અને શ્રી ઇન્દુલાલની ટોળી હતી. શ્રી રણજિતરામ સાથે કરુણાશંકરને સારો સંબંધ હતો, તેથી તેમને શ્રી ઇન્દુલાલ સાથે પણ પરિચય થયો હતો; પણ જ્યારે તેમણે કેળવણી મંડળ કાઢવા માટે અમદાવાદમાં વાસ કર્યો અને ગાંધીજીના આવ્યા પછી પોતાનું ' નવજીવન અને સત્ય ' માસિક ગાંધીજીના ચરણમાં મૂક્યું ને પોતે તેના તંત્રી નિમાયા ત્યારે તેમની સાથેનો કરુણાશંકરનો સંબંધ વધારે નજીકનો થયો. ગુજરાત વિદ્યાપીઠની યોજના કરતી વખતે શ્રી ઇન્દુલાલે તેમાં સારો ભાગ ભજવ્યો હતો. તેમનુ કેળવણીનું ક્ષેત્ર હોવાથી તેમની સાથે કરુણાશંકરને ઠીક ઠીક પરિચય થયો હતો. એ જ કારણે એમને શ્રી કાકાસાહેબ, શ્રી રામનારાયણ પાઠક અને શ્રી રસિકલાલ પરીખ સાથે પણ પરિચય થયો હતો. તેમાં વળી જ્યારે શ્રી રસિકલાલ પરીખ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ( હાલ ગુજરાત વિદ્યાસભા )ના મદદનીશ મંત્રી નિમાયા ત્યારે તો તેમની સાથેનો સંબંધ એટલો બધો વધી ગયો હતો કે સોસાયટીની વિદ્યા અંગેની કોઈ પણ પ્રવૃત્તિમાં કરુણાશંકરને તે હાજર રાખતા.

શેઠ શ્રી અંબાલાલને કારણે તેમનાં મોટાંબહેન

અનસૂયાબહેન, શ્રી શંકરલાલ બૅન્કર, શ્રી બાલાભાઈ નાણાવટી વગેરેની સાથે પણ તેમને ઠીક પરિચય હતો. નવી પેઢીમાંથી તેમને શ્રી વિલોચન ધ્રુવ, શ્રી મંગળદાસ શેઠના ચિરંજીવી શ્રી મદનમોહન તથા શ્રી જયંતીલાલ આચાર્ય સાથે પણ સ્નેહ બંધાયો હતો.

આમ અમદાવાદના નિવાસ દરમિયાન તેમને સમાનધર્મીઓ સાથે ઠીક ઠીક સંબંધો બંધાયા હતા.



## મુંબઈમાં

( સન ૧૯૪૧થી ૧૯૪૩ )

સન ૧૯૪૧ આખરમાં તેમને શેઠ શ્રી કિલાચંદ દેવચંદને ત્યાં મુંબઈમાં જવું પડ્યું. શેઠશ્રીનો અત્યંત આગ્રહ અને પોતાનો આર્થિક સંકોચ એ કારણે તેઓ ત્યાં કામમાં જોડાયા. અમદાવાદના વસવાટ પહેલાં તેમને કુસુમબહેન અને ચન્દ્રકાન્ત એ બે સંતાન હતાં; પણ અમદાવાદના નિવાસ દરમ્યાન બીજાં બે સંતાન – દીનબંધુ અને શ્રીદેવીબહેન-નો તેમાં ઉમેરો થયો હતો. આમ ચાર સંતાન હતાં, ને તેમના હાઈસ્કૂલ-કૉલેજના ભણતરનો ખરચ પણ કરવાનો હતો. તેથી માસિક સો રૂપિયાના નિવૃત્તિવેતનમાં ઘર ચાલવું અશક્ય હતું.

મુંબઈમાં સન ૧૯૪૩ની ૨૮મી સપ્ટેમ્બરે તેમને લોહીનું દબાણ એકદમ વધી ગયું, ચકરી આવી, અંગ જૂઠું પડ્યું; અને ૨૭ ઑક્ટોબરને રોજ એમના અમર આત્માએ પંચમહાભૂતનું ખોળિયું છોડ્યું.



મુંબઈમાં સન ૧૯૪૩ની ૨૮મી સપ્ટેમ્બરે તેમને લોહીનું દબાણ એકદમ વધી ગયું, ચક્કરી આવી, અંગ જૂઠું પડ્યું; અને ૨૭ ઑક્ટોબરને રોજ એમના અમર આત્માએ પંચમહાભૂતનું ખોળિયું છોડ્યું.



# શિક્ષકવિભૂતિ

વિભૂતિ જન્મે છે, રચી શકાતી નથી. કવિઓ, ભક્તો, શિક્ષકો વગેરે જન્મે છે. કાચને ગમે તેટલા પહેલ પાડો તો પણ તે હીરો થઈ શકે નહીં. હીરો જન્મે છે, ને તેને પહેલ પાડો તો તે વધારે તેજદાર બને છે. એવું જ વિભૂતિની બાબતમાં પણ છે. શાસ્ત્રોથી કે કેળવણીથી તે રચી શકાતી નથી; પણ શાસ્ત્રો અને કેળવણી દ્વારા વિભૂતિની પ્રતિભાને પહેલ પાડી તેને વધારે તેજદાર બનાવી શકાય છે.

કરુણાશંકર જન્મે શિક્ષક હતા અને તેથી જ તે પ્રતિભાસમ્પન્ન વિભૂતિ પણ હતા. વળી એ શિક્ષક હતા તેથી જ જીવનનું એક પણ પાસું કે ક્ષેત્ર એવું નહોતું કે જેમાં તેમની શિક્ષકવિભૂતિની પ્રતિભા ઓતપ્રોત થયેલી ન હોય. એ સાચા શિક્ષક હતા અને તેથી જ પત્નીપરાયણ પતિ, સંતાનવત્સલ પિતા, કુટુમ્બવત્સલ વડીલ, વિદ્યાવ્યાસંગી વિદ્યાર્થી, ગુરુભક્ત શિષ્ય, શિષ્યભક્ત ગુરુ, વફાદાર મિત્ર, થપ્રિય યજમાન, સેવાપરાયણ સેવક અને દેશપ્રેમી નાગરિક હતા.

પહેરવાઓઢવા સિવાય બીજી કશી જરૂરિયાત કદી હતી નહિ. ઘરની વ્યવસ્થામાં એ કદી માથું મારતા નહિ. એ બધું ચંચળબા કરી લે, અને એમણે જે કોઈ ગોઠવણ કરી હોય તે તેમને અનુકૂળ જ લાગે. ઘરમાં શું છે કે શું નથી, બાળકો માટે શું લાવવામૂકવાનું છે વગેરેની કશી ચિંતા કરુણાશંકરને કદી કરવી પડી નથી. છતાં જ્યારે ચંચળબાની તબિયત અસ્વસ્થ હોય ત્યારે એ એમની પૂરી કાળજી રાખતા અને શક્ય તે બધું કરતા. આમ બંને પરસ્પરના ભાવથી પોતાના સંસારને સુખમય કરી શક્યાં હતાં. એમના ગયા પછી ચંચળબાએ જોકે એ આઘાત મૂંગે મોંએ સહન કરી લીધો ખરો, પણ તેમના મગજ પર તેની અસર નથી થઈ એમ ન કહેવાય. એ પછી ચંચળબાની તબિયત લથડતી જ રહી છે.



## પત્નીપરાયણ પતિ

ચંચળબા જૂનાગામમાં જન્મ્યાં હતાં, છતાં તેમનામાં ઉમદા ગુણોનાં બીજ સહજ ભાવે હતાં. કરુણાશંકરના સહવાસે એ ખીલી ઊઠ્યાં હતાં. એ જેવા પત્નીપરાયણ હતા તેવાં ચંચળબા પતિપરાયણ હતાં. આમ એકબીજા પરની ભાવનાને કારણે બંને ઉન્નત બન્યાં હતાં, અને બંનેનો સંસાર કલ્યાણમય રહ્યો હતો.

કરુણાશંકર તો પોતાનો પગાર લાવીને ચંચળબાને આપી દેતા. એની ત્રેવડ કરવાની હતી ચંચળબાને. પગારમાં, પછી તે ટૂંકો હોય કે લાંબો, કદી પૂરું થાય એમ નહોતું. ઘર હમેશાં મહેમાનોથી ભર્યુંભાદર્યું રહેતું, એક જાય ને બે આવે એવું હતું. ટૂંકામાં, આને કારણે ઘરમાં વારંવાર અર્થસંકોચ જેવું રહ્યા કરતું. આવું ઘર ચલાવવાનું સહેલું નહોતું; પણ ચંચળબા એ બધાને પહોંચી વળતાં.

કરુણાશંકરને પોતાને તો બે ટંક ખાવા અને સાધારણ

માં દીકરી એટલે પથરો એ ભાવના હજી પણ મોજૂદ છે. એ કુટાતી-અથડાતી અહીં આશરે જીવે છે. પણ કરુણાશંકરના ઘરમાં કુસુમબહેનનાં પગલાં હમેશાં લક્ષ્મીનાં પગલાં ગણાયાં છે. એમણે દીકરીને જીવથી પણ વધારે જાળવી હતી. એમને વહેલા ઊઠવાની ટેવ હતી. પણ બાળક કુસુમ તો વહેલી શેની ઊઠે ? તેથી કરુણાશંકર વહેલા ઊઠીને જે કંઈ કરવું હોય તે તેની પાસે બેસી રહીને જ કરે, પણ તેની પથારી પાસેથી ખસે નહિ; કારણ કે પોતે ખસે ને તે જાગીને રડી ઊઠે તો ? – એ ભયે તે તેના જાગતા સુધી તેની પથારી પાસે જ બેસી રહે, શૌચ માટે પણ ત્યાંથી ખસે નહિ. એક આચરણ, એક હરકત, એક દૃષ્ટિ, એક ભાવના ભૂલેચૂકે પણ એવાં ન હોય કે જેથી કુસુમનું મન દુભાય. આ બાબતમાં એમનું હૃદય કુસુમથી પણ કોમળ હતું. દિલીપ અને ગાયની જેમ કરુણાશંકર અને કુસુમનું હતું. જાણે હિંદુસમાજનું દીકરી પ્રત્યેનું એકઠું થયેલું પાપ અહીં ધોવાતું હતું.

પોતાનાં બાળકોને અક્ષરજ્ઞાન વહેલું આપી દેવાની ઉતાવળ એમણે કદી કરી નથી, તેમ જ તેમણે પોતે પોતાનાં બાળકોને જાતે ભણાવ્યાં હોય એવું પણ કદી બન્યું નથી; પરંતુ બાળકોને ઘણું ઘણું જોવાજાણવાનું મળે અને ઉત્તમ સ્ત્રીપુરુષોનો સહવાસ મળે એની દરકાર એમણે હમેશા બરાબર રાખી છે. ઈશ્વરકૃપાથી એમનાં બધાં બાળકો નિર્દોષ, સરળ, નિખાલસ, પવિત્ર અને પ્રેમભર્યાં નીવડ્યાં છે. કરુણાશંકર

## સંતાનવત્સલ પિતા

કરુણાશંકર સંતાનવત્સલ હતા ને તેથી તેમનાં બધાં બાળકો પિતૃ–માબાપભક્ત છે. છતાં એમણે તેમને કદી ખોટાં લાડ લડાવ્યાં નથી. તેમનાં બધાં બાળકો સાદાઈમાં જ ઊછર્યાં છે ને ખડતલ બન્યાં છે. એ બાળકો પણ 'ભાઈ'ની ઇચ્છા મુજબ હમેશાં વર્ત્યાં છે.

એ કદી ઊંચે સાદે બોલ્યા નથી. હમેશાં એમની વાણી નમ્ર જ રહી છે. બાળકો પ્રત્યે એમને ક્રોધ થયો હોય એવું ક્યારેય જોવા મળ્યું નથી. એમના તરફ એમની નજર હમેશાં અમૃતઝરી રહી છે. જે કંઈ કહેવાનું હોય તે પણ વાત્સલ્ય-નીતરતી નજરે અને મધુર વાણીથી જ કહેવાતું. એમનાં બાળકો કોઈ પણ ચીજ માટે કે કોઈ પણ કારણે કદી રોતાં કે હઠ કરતાં જણાયાં નથી. તેમનું આખું ઘર હમેશાં પ્રસન્ન અને આનંદમાં રાચતું દેખાયું છે.

એમનું સૌથી પહેલું ફરજંદ કુસુમબહેન. હિંદુ સમાજ-

માં દીકરી એટલે પથરો એ ભાવના હજી પણ મોજૂદ છે. એ કુટાતી-અથડાતી અલ્લા આશરે જીવે છે. પણ કરુણાશંકરના ઘરમાં કુસુમબહેનનાં પગલાં હમેશાં લક્ષ્મીનાં પગલાં ગણાયાં છે. એમણે દીકરીને જીવથી પણ વધારે જાળવી હતી. એમને વહેલા ઊઠવાની ટેવ હતી. પણ બાળક કુસુમ તો વહેલી શેની ઊઠે ? તેથી કરુણાશંકર વહેલા ઊઠીને જે કંઈ કરવું હોય તે તેની પાસે બેસી રહીને જ કરે, પણ તેની પથારી પાસેથી ખસે નહિ; કારણ કે પોતે ખસે ને તે જાગીને રડી ઊઠે તો ? –એ ભયે તે તેના જાગતા સુધી તેની પથારી પાસે જ બેસી રહે, શૌચ માટે પણ ત્યાંથી ખસે નહિ. એક આચરણ, એક હરફ, એક દૃષ્ટિ, એક ભાવના ભૂલેચૂકે પણ એવાં ન હોય કે જેથી કુસુમનું મન દુભાય. આ બાબતમાં એમનું હૃદય કુસુમથી પણ કોમળ હતું. દિલીપ અને ગાયની જેમ કરુણાશંકર અને કુસુમનું હતું. જાણે હિંદુસમાજનું દીકરી પ્રત્યેનું એકઠું થયેલું પાપ અહીં ધોવાતું હતું.

પોતાનાં બાળકોને અક્ષરજ્ઞાન વહેલું આપી દેવાની ઉતાવળ એમણે કદી કરી નથી, તેમ જ તેમણે પોતે પોતાનાં બાળકોને જાતે ભણાવ્યાં હોય એવું પણ કદી બન્યું નથી; પરંતુ બાળકોને ઘણું ઘણું જોવાજાણવાનું મળે અને ઉત્તમ સ્ત્રીપુરુષોનો સહવાસ મળે એની દરકાર એમણે હમેશાં બરાબર રાખી છે. ઈશ્વરકૃપાથી એમનાં બધાં બાળકો નિર્દોષ, સરળ, નિખાલસ, પવિત્ર અને પ્રેમભર્યાં નીવડ્યાં છે. કરુણાશંકર

પોતાની પાછળ માત્ર એક જ મૂડી મૂકી ગયા છે – સદાચારી બાળકો. આ સિવાય બીજી કોઈ દુન્યવી મૂડી તે મૂકી ગયા નથી. બાળકોના ભણતર કરતાં ઘડતર તરફ તેમણે વિશેષ ધ્યાન આપ્યું હતું અને એ કામ એમની પ્રેરણા અને દોરવણીથી શ્રી ચંચળબા, શ્રી જયશંકર તથા શ્રી બાલાશંકરે કર્યું હતું.

એ જમાનામાં દીકરી પંદરસોળ વરસની થઈ જાય તો તેને ઠેકાણે પાડવાની ચિંતા માબાપ પર સવાર થયા વિના રહે નહિ. બાપને કદાચ ચિંતા ન થાય, પણ માને તો થાય જ. કુસુમબહેનનો અભ્યાસ તો સામાન્ય જ હતો, હાઈસ્કૂલ કૉલેજનો તો નહોતો જ; પણ તેમનામાં દીકરી તરીકેના ઉમદા ગુણો ખીલ્યા હતા. આમ છતાં એમની પંદરસોળ વરસની ઉંમર થઈ ત્યારથી એમને પરણાવવાની ચિંતા ચંચળબાને થવા લાગી. પણ કરુણાશંકરને એવી કોઈ ચિંતા નહોતી. એમને મન તો એ ઉંમર પણ ઘણી નાની હતી. આમ તો ચંચળબાની ઇચ્છા ગમે તે હોય છતાં એમને કરુણાશંકરમાં વિશ્વાસ હતો અને તેથી આખરે તેમની મરજીમાં પોતાની મરજીને તે સમાવી દેતાં. કરુણાશંકર પણ તેમની આગળ મોટી ઉંમરનાં લગ્નોના તેમ જ આંતરજ્ઞાતીય લગ્નોના દાખલા રજૂ કરતા ને એ રીતે તેમના મનને તૈયાર કરતા.

કુસુમબહેનને 'ભાઈ'માં એટલી બધી શ્રદ્ધા હતી કે

એ જે કંઈ કરે તે બરાબર જ છે એમ તેમને લાગ્યા વિના રહે નહિ.

કરુણાશંકરનું કુટુંબ રૈકવ જ્ઞાતિમાં જન્મ્યું હતું, એટલે ચંચળબાની ઇચ્છા રૈકવ જ્ઞાતિમાં જ કોઈ લાયક યુવક મળી જાય તો તેની સાથે કુસુમબહેનને પરણાવવાની હોય એ સ્વાભાવિક છે; પણ કરુણાશંકરને એમ કરવાનું મન નહોતું. રૈકવોમાં કુળની આની ગણાય છે. સોળ આનીના કુળના ફરજંદનો આઠ આની કુળના ફરજંદ સાથે સંબંધ બંધાય તો આ બંનેના ફરજંદની ૧૬+૮=૨૪÷૨=૧૨ આની થઈ જાય ! વળી આ જ્ઞાતિ બહુ જ ટૂંકી તેથી પસંદગીનું ક્ષેત્ર પણ અત્યંત મર્યાદિત. આમ હોવાથી જ્ઞાતિમાં સંબંધ બાંધવાની તેમને ઇચ્છા નહોતી. છેવટે ચંચળબા પણ તેમને સમજી શક્યાં હતાં અને કોઈ પણ લાયક બ્રાહ્મણ યુવાન સાથે કુસુમને પરણાવવા સંમત થયાં હતાં. છતાં મન ઠરે એવું પાત્ર મળતું નહોતું, એટલે વરસો પર વરસો વીતી ગયાં–ધીરજ પણ ખૂટી જાય એટલાં વરસ વહી ગયાં.

એમના સ્નેહીઓને પણ થતું કે તેઓ હવે હદથી વધારે લંબાવ્યા કરે છે. એમને બધાંને એમ પણ થતું કે ત્રીસ ત્રીસ વરસની ઊંમર સુધી–લગ્નની ઊંમર વીતી જતા સુધી–લંબાવ્યા કરવું એ બરાબર નથી. એના કરતાં તો કુસુમ લગ્ન કરવાની જ નથી અને સમાજસેવાના કોઈ ક્ષેત્રમાં કામ કરવાની છે એ ભાવના કુસુમમાં પોષી હોત

અને તે રીતે તેને ઉછેરી હોત તો સારું એમ એમના સ્નેહીઓને થતું. છતાં એમની ધીરજ ડગતી નહિ. માત્ર ગાંધીજી તેમને આ બાબતમાં ટેકો આપતા હતા. કરુણાશંકરને તો દૃઢ વિશ્વાસ હતો કે **ઈશ્વર પોતે જ યથાકાળે યોગ્ય પાત્ર રજૂ કરશે.** 'હજી દૂર છે સાટું' એ એમનુ આધારસૂત્ર હતું. 'ટૂંકી દૃષ્ટિ જનહૃદયની અલ્પ ખંડો જ જોતી,' એ માન્યતાથી પોતાનું અંતઃકરણ કબૂલ ન કરે ત્યાં સુધી દીકરીને ગમે ત્યાં ધકેલી દેવા કરતાં થોભવાનું જ તેમને મુનાસિબ લાગતું.

આખરે ઈશ્વરે જ સુયોગ આપ્યો. કુસુમબહેન ૩૪ વર્ષની ઉંમરનાં થયાં, ત્યારે અણધારી રીતે સન ૧૯૪૦માં તેમનો સંબંધ લાખિયાની પોળમાં રહેતા શ્રી કનકરાય કેશવલાલ મહેતા નામના એક નાગર યુવક સાથે યોજાયો અને આખરે સન ૧૯૪૦ના ડિસેમ્બરની ૧૪મીએ એમનાં લગ્ન થયાં. આથી કરુણાશંકરનું તેમ જ બધાં સગાંસ્નેહીઓનું મન ઠર્યું! લાયકને લાયક મળી ગયું! ગાંધીજીએ આશીર્વાદ મોકલતાં લખ્યું હતું :

સેવાગ્રામ
वर्धा होकर ( मध्य प्रांत )
૯-૧૨-'૪૦

ભાઈ કરુણાશંકર,

'ધીરજનાં ફળ મીઠાં' એ કહેવત કુસુમને વિષે ખરી પડી છે, એ ઈશ્વરનો અનુગ્રહ. તેને, તેના સાથીને અને તમને

**બાપુના આશીર્વાદ.**

હાથીના પગમાં કીડીનો સમાઈ જાય તેમ મારા આશીર્વાદ તો બાપુનામાં આવી જ ગયા. બંનેની સેવાશક્તિ આ પવિત્ર સંબંધથી દ્વિગુણિત થાય એવી હૃદયની વાંછના છે.

મહાદેવ દેસાઈ

કરુણાશંકરને ઈશ્વર પર અટળ શ્રદ્ધા હતી. આવતી કાલે મારું શું થશે ને મારાં છોકરાં શું કરશે, એમનો જીવનનિર્વાહ શી રીતે થશે, એ કેવી રીતે ઠેકાણે પડશે, ક્યાં પરણશે વગેરેની ચિંતા એમને કદી થઈ નહોતી. એમને તો બાળકો ભગવાનનાં જ દીધેલાં હતાં, અને તેથી જે વખતે તેમને જેની જરૂર હશે તે મળી જ રહેશે—ઈશ્વર એનાં આ બાળકોને આપશે જ—એવો એમને વિશ્વાસ હતો. 'એમની ચિંતા કરનાર હજાર હાથવાળો છે ત્યાં તેમની ચિંતા કરનાર હું કોણ ?'—એ ભાવ એમણે હમેશાં સેવ્યા કર્યો હતો.

કુસુમબહેનનું લગ્ન સન ૧૯૪૦ના ડિસેમ્બરમાં થયું. એમના ઘરસંસારથી એમને, કરુણાશંકરને, ચંચળબાને, પરિવારને અને સગાંસ્નેહીઓને પરમ સંતોષ હતો. સન ૧૯૪૨ના એપ્રિલમાં એમને એક પુત્ર થયો. પણ ભાણાભાઈના જન્મ પછી બે મહિના પૂરા થતા પહેલાં અચાનક તેમના પતિ શ્રી કનકરાયનું અવસાન થયું.

દીકરીને આટઆટલા વહાલથી ઉછેરી હોય અને તેના

કલ્યાણની ખાતર ધીરજની પણ ધીરજ ખૂટે એટલી રાહ જોઈ જોઈને તેને પરણાવી હોય, તે દીકરીને પરણ્યા પછી માંડ દોઢ વરસ જેટલી ટૂંકી મુદતમાં વૈધવ્ય મળતાં ભલભલાનું મગજ સ્થિર ન રહી શકે. પણ કરુણાશંકરની ઈશ્વર પરની શ્રદ્ધા આ કપરી કસોટીમાંથી સાંગોપાંગ પાર ઊતરી. નરસિંહરાવની 'સ્મરણસંહિતા'નું તત્ત્વજ્ઞાન તેમની રગમાં પચી ગયેલું હતું. 'ધીરજ ધરને હૈયા તું મારા, આત્મા અમર શાશ્વત છે,' એ મંત્ર તેમને તેમના ભટ્ટ સાહેબ (કવિ કાન્ત) પાસેથી મળેલો હતો, એટલે આ આઘાત તે સ્વસ્થતાથી સહી શકયા. કુસુમબહેન પણ 'ભાઈ'ના ખમીરથી બંધાયેલાં હતાં. તેમણે આ પ્રસંગે જે ધીરજ, શાન્તિ અને સહનશીલતા દાખવ્યાં તેથી કુટુમ્બીજનોને અને સ્નેહીઓને પણ આશ્વાસન મળ્યું. ઘરમાં કોઈએ પ્રાકૃત જનની જેમ શોક કર્યો નહિ. 'ઇચ્છા તારી સફળ કરાઓ,' એ પ્રાર્થના સૌનો આધારસ્તંભ બની હતી. આ વખતે બાપુજીના નીચે આપેલા કાગળે બધાંને ભારે આશ્વાસન આપ્યું હતું :

સેવાગ્રામ
તા. ૨-૬-'૪૨

ભાઈ કરુણાશંકર,

મૃદુલાબહેને તમારી ઉપર આવી પડેલી આપત્તિના ખબર આપ્યા, પણ તમને તો સુખ ને દુઃખ સરખાં છે એટલે આશ્વાસન શું આપું ?

કુસુમ ગાઈ શકે તો કેવું સારું – 'ભલું થયું ભાંગી જંજાળ, સહેજે મળશે શ્રી ગોપાળ.'

બાપુના આશીર્વાદ

આ પ્રસંગે જે કોઈ સ્નેહી તેમને મળવા આવતું તે તેમની ધીરજ, શાન્તિ અને સ્વસ્થતા જોઈને દિંગ થઈ જતું; પણ જ્યારે કુસુમબહેનની શાન્તિ, ધીરજ અને સ્વસ્થતાનો સાક્ષાત્કાર થતો ત્યારે તો અવાક્ થઈ જવાતું. એવો હતો એમનો દિવ્ય પ્રેમ અને એવું હતું સંતાનોમાં ઊતરેલું એમનું ખમીર !



## કુટુમ્બવત્સલ વડીલ

એક ચિરાગ આજુબાજુ દૂર સુધીના પ્રદેશને આછોપાતળો પ્રકાશિત કરે છે, ને બીજા અનેક ચિરાગો પણ પ્રગટાવે છે. કરુણાશંકરની આત્મજ્યોતે તેમનાં સગાંસંબંધીઓને પ્રકાશિત કર્યાં હતાં, અને તેમનામાં પણ જ્યોત પ્રગટાવી હતી.

જણુગામમાં તે પરણ્યા હતા, તેમ જ તેમનાં બહેન રેવાબા પણ ત્યાં જ પરણાવ્યાં હતાં, એટલે ત્યાંનો એમનો સંબંધ ગાઢ હતો. ચંચળબાના ભાઈઓમાં મોટા ચીમનલાલ તો અભ્યાસની ઉંમર વટાવી જઈ ઘર ચલાવવામાં પડી ગયેલા હતા, પણ બાલાશંકર અને જયશંકર વિદ્યાર્થી-અવસ્થામાં હતા, એટલે એ બંને ભણવા માટે કરુણાશંકર પાસે ગંભીરા-પેટલાદમાં આવી ગયા. બંનેનો અભ્યાસ પૂરો થયો અને બંને પોતાના પગ પર ઊભા રહેતા થયા ત્યાં સુધી તેઓ કરુણાશંકરને ત્યાં જ રહ્યા. વળી ચીમનલાલની દીકરી તથા રેવાબહેનની ભાણી પણ અભ્યાસ

માટે તેમને ત્યાં રહી હતી. એમના બે ભાણ્યા નટવરલાલ અને રમણુલાલ પણ મામાને ત્યાં જ રહીને ભણ્યા હતા.

એમની અસર આમ તો એમનાં સગાંઓ પર ઠીક ઠીક પડી હતી, છતાં એમની સૌથી વધારે અસર તો જણુગામના પરિવાર પર પડી હતી. જેમ જેમ એમના સામાજિક અને ધાર્મિક વિચારોમાં પરિવર્તન થતું ગયું, તેમ તેમ આ લોકો-માં પણ થોડેઘણે અંશે પરિવર્તન થતું ગયું. નાતજાતની ઘણી સંકુચિતતા તેમનામાંથી ગઈ હતી. આને લીધે જ કુસુમબહેનનું એટલી મોટી ઉંમર સુધી કુંવારાં રહેવું તેઓ બરદાસ્ત કરી શકયાં હતાં એટલું જ નહિ પણ એમનું લગ્ન પરનાતમાં થયું ને ચંદ્રકાન્તનું લગ્ન પરનાતના સ્વ. ગિજુભાઈની દીકરી સાથે થયું એ બધું તેઓ જીરવી શકયાં. શ્રીદેવીનું લગ્ન સન ૧૯૪૭માં નાગર જ્ઞાતિના શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી સાથે થયું. તેઓ કવિ છોટમના નાનાભાઈ ને ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષર વ્રજલાલ કાળિદાસ શાસ્ત્રીના પૌત્ર થાય છે ને અમદાવાદની ગુજરાત વિદ્યાસભામાં ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવનના ઉપાધ્યક્ષ તરીકે તેમ જ અનુસ્નાતક અધ્યાપક તરીકે કામ કરે છે. દીનબંધુનું લગ્ન સન ૧૯૪૯માં વણિક જ્ઞાતિના શ્રી રતિલાલ મોતીલાલ વકીલનાં પુત્રી મંજરી સાથે થયુ. એ બધું સગાંઓ જીરવી શકયાં. એમણે એમાં સહકાર આપ્યો હતો અને કાંઈ અવનવું ન જ બન્યું હોય એવો વ્યવહાર જારી રાખ્યો હતો.

તેમની અસરે શ્રી બાલાશંકર ગ્રેજ્યુએટ થઈ છોટાઉદેપુરના કેળવણી ખાતામાં ઇન્સ્પેક્ટરનું કામ કરતા થઈ ગયા, અને શ્રી જયશંકર વનિતાવિશ્રામમાં શિક્ષક થઈ આખરે એ સંસ્થામાં જ સારી પ્રતિષ્ઠા પામ્યા. રમણલાલ પણ ગ્રેજ્યુએટ થઈ પ્રોપ્રાયટરી હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે કામ કરતા થઈ ગયા હતા. એમણે જ્યારે ઔદિચ્ય જ્ઞાતિનાં બાલવિધવા શ્રી યશસ્વતી સાથે, એ બહેનનાં માબાપનો વિરોધ હોવા છતાં લગ્ન કર્યું ત્યારે તેમને કરુણાશંકર અને તેમની અસર નીચે આવેલ કુટુમ્બીજનોની ઓથ હતી.

બાલાશંકર લગ્ન કર્યા પછી અમદાવાદમાં જ અલગ ઘર રાખીને રહ્યા ત્યારે પણ તેમના પરિવારની કાળજી કરુણાશંકરને હતી; અને જ્યારે બાલાશંકર ગુજરી ગયા ત્યારે ચંચળબાએ તેમનાં બાળકોને પોતાની પાસે રાખીને ઉછેર્યાં હતાં. વળી શ્રી જયશંકર આજે તેમનાથી અલગ રહે છે તો પણ કરુણાશંકરનું ઘર જાણે પોતાનું જ ઘર છે એવો ભાવ એમના હૃદયમાં કાયમનો રહ્યો છે. ઘર ચલાવવાની બધી વેતરણ ચંચળબા અને જયશંકર બંને મળીને કરતાં. આજે પણ મામાભાણેજ મળીને ઘરની ઘણી બાબતો વિચારે છે. કુટુંબવત્સલતાની જ્યોતમાંથી આ બધી જ્યોત પ્રકટી હતી.



## વિદ્યાવ્યાસંગી વિદ્યાર્થી

કરુણાશંકર છેક છેવટ સુધી વિદ્યાર્થી જ રહ્યા હતા. વિદ્યાર્થી એટલે માત્ર પુસ્તકોનો અભ્યાસ કરનાર એમ નહિ, પણ જ્યાં જ્યાંથી જે જે રીતે જે કંઈ મેળવી શકાય ત્યાં ત્યાંથી તે તે રીતે તે બધું મેળવીને–આત્મસાત્ કરીને–પોતાનો વિકાસ સાધતા રહ્યા હતા. એમણે કેટલાંય ગુજરાતી, હિન્દી અને સંસ્કૃત પુસ્તકોનો તલસ્પર્શી અભ્યાસ કર્યો હતો ને કેટલાંક અંગ્રેજી પુસ્તકોનો પણ પરિચય કેળવ્યો હતો; શક્ય તેટલો સત્સંગ કર્યો હતો; વિકાસના શક્ય તેટલા પ્રસંગોનો લાભ લીધો હતો અને અનુભવ પણ પુષ્કળ મેળવ્યો હતો. આ રીતે તે સતત વિદ્યાર્થી રહ્યા હતા, અને તેથી જ તે નિત્યનૂતન અને વિકસતા રહ્યા હતા. એમનું જ્ઞાન હમેશાં તાજું જ રહ્યું હતું, અને જમાનાની સાથે તે આગળ વધતા જ ગયા હતા.

તેમણે મામાની પાસેથી શીખી શકાય એટલું સંસ્કૃત

શીખી લીધું હતું અને અધ્યાપન પ્રાઠશાળામાં તેને વિકસાવ્યુ હતું. તે પછી પણ જીવનમાં તેમણે તેનો પરિચય રાખ્યો હતો. ગુજરાતી સાહિત્યનો–પ્રાચીન તેમ જ આર્વાચીનનો –તેમણે સાંગોપાંગ અભ્યાસ કર્યો હતો. આ છંદ તેમને ભટ્ટ સાહેબ તરફથી લાગ્યો હતો. કહાનડદે પ્રબંધ અને ભાલણની કાદંબરીથી માંડીને દયારામનાં કાવ્યો સુધીના બધા કવિઓની કૃતિઓનો તેમણે અભ્યાસ કર્યો હતો. નરસિંહ, મીરાં, પ્રેમાનંદ, શામળ, અખો, ગિરધર, નિષ્કુળાનંદ, દેવાનંદ, બ્રહ્માનંદ, કાળિદાસ, રતનો, પૂરી, કૃષ્ણાબાઈ, દયારામ વગેરેની કૃતિઓ તેમણે વાંચી હતી. પ્રાચીન કાવ્યમાળા અને બૃહત્ કાવ્યદોહનના બધા ભાગ તેમણે જોયા હતા, એટલું જ નહિ પણ વિદ્યાર્થીઓનેય બૃહત્ કાવ્યદોહન ભા. ૧લાનું પારાયણ કરતા કર્યા હતા. દલપતરામ, નર્મદાશંકર, નવલરામ, નન્દશંકર, દુર્ગારામ, રણછોડરામ, બાલાશંકર, મણિલાલ, ગોવર્ધનરામ, મહીપતરામ, રમણભાઈ, મણિશંકર, કેશવ હર્ષદ ધ્રુવ, નાનાલાલ, આનંદશંકર, નરસિંહરાવ, લલિત, કલાપી, ત્રિભુવન પ્રેમશંકર, પઢિયાર, સાગર, રણજિતરામ, ચંદ્રશંકર, ઇન્દુલાલ, ભીમરાવ, ભોગીન્દ્ર દીવેટિયા, અંજારિયા, કૃષ્ણલાલ ઝવેરી, બ. ક. ઠાકોર, ધનસુખલાલ, ગાંધીજી, કાકાસાહેબ, મશરૂવાળા, નરહરિ પરીખ, રામનારાયણ પાઠક, રસિકલાલ, ગિજુભાઈ, નાનાભાઈ, હરભાઈ, સુંદરમ, ઉમાશંકર, સ્નેહરશ્મિ વગેરેની કૃતિઓનો તેમણે પરિચય

કર્યો હતો. વિદ્યાર્થીઓને પણ નવલગ્રંથાવલી, કરણઘેલો, બાલવિલાસ, ઉત્તરરામચરિત, સરસ્વતીચંદ્ર, વનરાજ ચાવડો, ભદ્રંભદ્ર, હાસ્યમંદિર, શિક્ષણનો ઇતિહાસ, પૂર્વાલાપ, હીરામાણેકની ખાણ, કુમાર અને ગારી, કેટલાંક કાવ્યો, નાના નાના રાસ, ઉષા–એક સુજનજૂની વાર્તા, ઇન્દુકુમાર, જયા જયંત, ગીતા, કુસુમમાળા, હૃદયવીણા, નૂપુરઝંકાર, સ્મરણસંહિતા, લલિતનાં કાવ્યો, કલાપીનો કેકારવ, કાશ્મીરનો પ્રવાસ, હમીરકાવ્ય, માલા અને મુદ્રિકા, રઘુવંશ, કુમારસંભવ, શાકુન્તલ, ગીતગોવિંદ, પરાક્રમની પ્રસાદી, કાવ્યમાધુર્ય, અમરકોશ, બૃહત્સ્તોત્ર રત્નાકર વગેરે વાંચતા કર્યા હતા.

વસંત, બુદ્ધિપ્રકાશ, જ્ઞાનસુધા, શિક્ષક અને સરસ્વતી એ માસિકોનો તે નિયમિત અભ્યાસ કરતા, અને મોડર્ન રિવ્યુ તે મિત્રો દ્વારા સમજી લેતા. 'નવજીવન'નો એ એટલા આદર અને ભાવથી અભ્યાસ કરતા હતા કે પોતાના સ્નેહીઓ પણ પોતાની જેમ તેનો અભ્યાસ કરે ને ટાંચણ પણ કરે તે ઇરાદાથી તેમણે તેની પચાસેક નકલો વચ્ચે કોરાં પાન નાંખેલી તૈયાર કરાવરાવીને નવજીવન કાર્યાલયમાંથી તે બારોબાર સ્નેહીઓને મળી જાય તેવી ગોઠવણ કરી રાખી હતી.

મુખ્ય મુખ્ય અંગ્રેજ સાહિત્યકારોનો પણ તેમને પરિચય હતો. વળી ભટ્ટ સાહેબ પેટલાદ રહ્યા ત્યારે 'એન્સાઈ-

ક્લોપીડિયા બ્રિટાનિકા 'નો પણ તેમને પરિચય થયો હતો. અંગ્રેજી તેમ જ ગુજરાતી ભાષા પર ભટ્ટ સાહેબનો કાબૂ અદ્ભુત હતો. તેઓ આંખ વડે એન્સાઈક્લોપીડિયા વાંચતા જાય ને મોં વડે તેનું ગુજરાતી બોલતા જાય. એમ જ લાગે કે તે ગુજરાતી ગ્રંથ જ વાંચે છે.

હિન્દીમાં મૈથિલીશરણ ગુપ્ત, અયોધ્યાસિંહજી, રામનરેશ ત્રિપાઠી, મિશ્રભાઈઓ, પંડિત જ્વાલાપ્રસાદ વગેરેની કૃતિઓનો તેમને પરિચય હતો. વળી એક સમય એવો પણ હતો કે જ્યારે તે ' હિન્દી શબ્દસાગર 'નો અભ્યાસ કરતા હતા. દ્વિજેન્દ્રલાલરાયનાં બધાં હિન્દી ભાષાન્તરોનો તેમણે અભ્યાસ કર્યો હતો, અને જ્યારે શાન્તિનિકેતન જઈ આવ્યા ત્યારે તેમણે ગુરુદેવનાં પુસ્તકોનો અભ્યાસ કરવા માટે બંગાળી પણ થોડુંઘણું શીખી લીધું હતું. મરાઠીનો પણ તેમને કંઈક પરિચય હતો. તુકારામના અભંગ તથા રામદાસના માનસશ્લોકો પર તે ખુશ હતા. તેઓ શેઠશ્રીને ત્યાંથી નિવૃત્ત થયા ત્યારે આખો દિવસ ' શબ્દકલ્પદ્રુમ 'ના અભ્યાસમાં રત રહેતા હતા.

એમના જીવન પર સૌથી વધારે અસર બાળપણમાં મામાની, વિદ્યાભ્યાસ દરમિયાન ભટ્ટ સાહેબની, એ પછી ગુરુદેવની અને છેવટે ગાંધીજીની થઈ હતી. ગુરુદેવની અને ગાંધીજીની અસર અંત સુધી વધતી જ ગઈ અને દૃઢ થતી હતી.

☆

## ગુરુભક્ત શિષ્ય

એ અતિશય નમ્ર અને ભક્તહૃદયી હતા. જ્યારે એ વડોદરાની અધ્યાપન પાઠશાળામાં હતા ત્યારે તેના આચાર્ય તરીકે શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ (કવિ કાન્ત) હતા. તેમની સાથે એમને ગુરુશિષ્યનો–પ્રાચીન પ્રણાલિનો–સંબંધ બંધાયો. ભટ્ટ સાહેબ વડોદરાથી ભાવનગર ગયા ને તે રાજ્યની સેવામાં જોડાયા. કરુણાશંકર પણ બીજું વરસ પૂરું કરીને વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં શિક્ષક બન્યા. ભટ્ટ સાહેબે તેમનામાં રહેલ વિદ્યાપ્રેમ અને ગુરુભક્તિ પરખી લીધાં હતાં, અને એમણે પણ ગુરુમાં રહેલ જ્ઞાનનો સાગર અને શિષ્યવત્સલતા અનુભવ્યાં હતાં. તેથી જો કે બંને એકબીજાથી ઘણે અંતરે રહેતા હતા છતાં બંને વચ્ચે અસ્ખલિત પત્રવ્યવહાર ચાલુ થઈ ગયો હતો અને તે ઠેઠ સુધી ચાલુ રહ્યો હતો. આ પત્રવ્યવહાર "તમે ખુશીમાં હશો. અમે ખુશીમાં છીએ. જોઈતુંકરતું મંગાવજો."— એવો નહોતો પણ શિક્ષકજીવનમાં આવતી ગૂંચોનો ઉકેલ

શોધવા માટેનો અને જ્ઞાનની વૃદ્ધિ કરવા માટેનો હતો. પ્રસંગ મળ્યે કરુણાશંકર ભાવનગર જઈ ભટ્ટ સાહેબને ત્યાં દિવસો ગાળી આવતા. ભટ્ટ સાહેબ પણ શિષ્યવૃંદ તરફ મિત્રભાવે વર્તતા અને તેમનું આતિથ્ય કરવામાં અડધા અડધા થઈ જતા. એમની શારીરિક સગવડો તે જાતે સાચવતા એટલું જ નહિ, પણ માનસિક ખોરાકે તેમને મબલખ પૂરો પાડતા. એમની પાસે જઈ આવીને કરુણાશંકર તાજગી અનુભવતા એટલું જ નહિ પણ કર્તવ્યપાલનમાં અનેરો ઉત્સાહ લઈ આવતા.

ભટ્ટ સાહેબના જે બેચાર શિષ્યો હતા તે તેમના કુટુમ્બી બની ગયા હતા. એમના પત્ની નર્મદાબા એમની બધાની ઉપર માતાનો પ્રેમ વરસાવતા. એમના બાળકો તરફ આ લોકો આદરથી જોતા અને નાના ભાઈની જેમ હુલાવતા ઝુલાવતા. આ કળિકાળમાં ભાગ્યે જ મળી આવે એવો આ ગુરુશિષ્યનો સુભગ મેળ હતો.

એ જમાનામાં પેટલાદની સયાજી જ્યુબિલી બોર્ડિંગની ખ્યાતિ સારી હતી. બોર્ડિંગ એ વીશી નથી પણ વિદ્યાર્થીઓના ઘડતર માટેનું એક અમોઘ સાધન છે એની ઝાંખી આ છાત્રાલયે ગુજરાતને કરાવી હતી. આમ તો મોતીભાઈ અમીન એના પિતા હતા, પણ એની બધી રચના, વ્યવસ્થા અને યોજના પાછળ કરુણાશંકરનો હાથ ન હોય એમ બને જ

નહીં સાહેબ મસ્તક હતા, તો એ હૃદય હતા આમ ગગાજમનાનો સગમ ત્યા થયો હતો

શિષ્યવત્સલ ગુરુને પોતાના શિષ્યના કાર્યક્ષેત્ર નિહાળવાનુ મન થાય એ સ્વાભાવિક છે, અને કરુણાશકર પણ ભટ્ટ સાહેબ પેટલાદ આવે એમ ઇચ્છે જ છેવટે ભટ્ટ સાહેબ પેટલાદ આવ્યા અને ઘણા દિવસ રોકાયા ત્યારે કરુણાશકર ગામમા રહેતા હતા, એટલે ભટ્ટ સાહેબનો મુકામ પણ તેમને ત્યા ગામમા જ હતો પછી તો પૂછવુ જ શુ? જ્ઞાનની પરબ મડાઈ! હાઈસ્કૂલના શિક્ષકો અને બોર્ડિંગના કેટલાક છાત્રો ત્યા જતા અને જ્ઞાનલહાણીનો લાભ લેતા

ભટ્ટ સાહેબ પ્રત્યે કરુણાશકરનો ભાવ એટલો બધો હતો કે તેઓ જ્યારે ભાવનગરથી મુબઈ જવાના હોય ત્યારે તે તેમને આણદના સ્ટેશન પર મળે અને નાસ્તાની ગોઠવણ પણ રાખે જ એક વખત ભટ્ટ સાહેબ કાશ્મીર જતા હતા ત્યારે તેમણે બધા સ્નેહીઓને આણદ મળવા બોલાવ્યા હતા કરુણાશકરે આ પ્રસગે આણદમા બધાને જમવાની અને ભટ્ટ સાહેબની સાથે નિરાતે વાતચીત કરવાની ગોઠવણ કરી હતી આતિથ્યમા તે કદી પાછુ વાળીને જુએ એમ નહોતુ, તો પછી પોતાના ગુરુ માટે તો તે શુ ન કરે?

ભટ્ટ સાહેબ કાશ્મીરથી પાછા ફરતા હતા ત્યારે ટ્રેનમા જ હૃદય બધ થવાથી તેમનુ અવસાન થયુ આ જ અરસામા

ગુરુદેવની પ્રતિભાએ કરુણાશંકરના હૃદયનો કબજો લીધો. એમનાં પુસ્તકો વાંચવા માટે એમણે બંગાળી શીખી લીધું. ગુરુદેવ પ્રત્યે એમને અસીમ ભાવ હતો. પૂર્વાવસ્થામાં ભટ્ટ સાહેબ અને ઉત્તરાવસ્થામાં ગુરુદેવ તથા ગાંધીજી એમના આરાધ્ય હતા. ગાંધીજી કર્મયોગી હતા, તો ગુરુદેવ ક્રાન્તદર્શી કવિ હતા. આ બંનેને તેમણે પોતાના હૃદયમાં સ્થાન આપી યોગત્વ અને કવિત્વનો મેળ ખવરાવ્યો હતો. બંને પ્રત્યેની તેમની ભક્તિ છેવટ સુધી વધતી જ ગઈ હતી.



## શિષ્યભક્ત ગુરુ

વિદ્યાર્થીઓ પ્રત્યે એમની વત્સલતા ભારે હતી. બોર્ડિંગમાં કોઈ વિદ્યાર્થી બીમાર હોય તો તેની યોગ્ય સારવારની વ્યવસ્થા એમની પ્રેરણાથી થઈ જ હોય. કોઈ કોઈ વિદ્યાર્થીઓ સાથે તેમને એવો આત્મીય સંબંધ બંધાઈ ગયો હતો કે તે વિદ્યાર્થીઓ પોતાનુ દિલ તેમની આગળ ખોલતા અને તે તેમની મૂંઝવણો સમજવા અને તેમનો ઉકેલ કરવા મથતા. એક છાત્ર બીમાર પડવાથી તેને તેનાં માબાપ પાસે મોકલવાની જરૂર પડી. બેચાર દિવસ પછી કરુણાશંકર તેને જોવા માટે તેને ગામ ગયા હતા.

રજાઓમા અભ્યાસ માટે કોઈ છાત્રે બોર્ડિંગમાં રોકાઈ જાતે રસોઈ બનાવી લેવાનુ ગોઠવ્યું હોય, તો કરુણાશંકર એને એમ ન જ કરવા દે ને આખી રજામાં તેને પોતાને ઘેર ખવરાવેપિવરાવે ત્યારે જ જંપે.

જેમની સાથે આત્મીય સંબંધ બધાયો હોય તે

વિદ્યાર્થીઓ મોટા થઈને કૉલેજમાં ગયા હોય કે કામધંધે લાગ્યા હોય ત્યારે તેઓ અવારનવાર તેમને ઘેર જતા ને તેમની સારસંભાળ રાખતા. મોટા થયેલા આ વિદ્યાર્થીઓ પ્રત્યે તે મિત્રભાવે વર્તતા અને ઘણી વાર પોતાના દિલની મૂંઝવણો તેમના આગળ રજૂ પણ કરતા. શેઠ શ્રી અંબાલાલને ત્યાં રહ્યા પછી તેમનાં બાળકો સાથે તેમને બહારગામ જવાનું થાય ત્યારે ત્યાં જો પોતાનો કોઈ વિદ્યાર્થી રહેતો હોય તો તેઓ તેને ત્યાં ઊતરવાનું ને રહેવાનું રાખતા, એટલો બધો એમનો તેમના પ્રત્યે પ્રેમ હતો; અને વિદ્યાર્થીઓ પણ તે પોતાને ત્યાં ઊતર્યા અને રહ્યા તેથી કૃતકૃત્યતા અનુભવતા.

પોતાના વિદ્યાર્થીઓને સુખી જોવા એ હમેશાં ઇંતેજાર રહેતા. એમાંના કોઈની બીમારીની જાણ થતાં એ તેની પાસે પહોંચી જતા અને તેને માટે બનતું કરતા. એમના એક વિદ્યાર્થી પોતાની લાંબી માંદગીને કારણે અમદાવાદમાં રહી કોઈ વૈદ્યની સારવાર કરાવવા ઇચ્છતા હતા ત્યારે તેમણે તેને માટે બનતું બધું કર્યું હતું અને દીકરાની દરકાર રાખે તેટલી તેની દરકાર રાખી હતી.

તે અમદાવાદમાં ગયા ત્યારે પ્રથમ દિલ્હી દરવાજા બહાર હઠીસિંગની વાડી પાસેના એક મકાનમાં રહેતા હતા. એ વખતે એમના એક વિદ્યાર્થી * પણ કૉલેજમાં હતા અને ભદ્રમાં ઘર રાખીને રહેતા હતા. એમને બહાર જવાનું થાય

* લેખક પોતે — સંપાદક

ત્યારે તેઓ ઘર આ વિદ્યાર્થીને સોંપીને જાય, અને વિદ્યાર્થીને બહાર જવાનું થાય ત્યારે એનાં પત્ની એમને ત્યાં રહે. ચંચળબા થોડાક દિવસ બહારગામ જાય ત્યારે આ વિદ્યાર્થીનાં પત્ની એમને ત્યાં રહે ને ઘર ચલાવે.

પોતાના વિદ્યાર્થીઓ જે ક્ષેત્રમાં કામ કરતા હોય તેમાં તેઓ અદ્યતન રહે અને પોતાની ફરજ પૂરેપૂરી બજાવે એમ તે પરોક્ષ રીતે યોજતા. શેઠશ્રીને ત્યાંનો પ્રયોગ જોવા માટે તે પોતાના વિદ્યાર્થીઓને બોલાવતા, ઘેર રાખતા અને લખાણો તથા યોજનાઓ સમજાવતા. પોતે શું વાંચેવિચારે છે, કેવી રીતે વાંચેવિચારે છે અને શા માટે તેમ કરે છે તે બધું તેમના આગળ તે સ્પષ્ટ કરતા અને અનેક પુસ્તકો વાંચવાવિચારવા તથા સંસ્થાઓ જોઈ કામની કુશળતા વધારવા તેમને પ્રેરતા.

કોસિંદ્રા ગામ પર તો તેમની એવી અજબ ભૂરકી હતી કે તેમના એ વિદ્યાર્થીઓ મોટા થઈ ગામના કરતાકારવતા થયા ત્યારે તેઓ તેમને નિવૃત્ત જીવન ગાળવા પોતાને ત્યાં લઈ ગયા હતા, એમના દિલની બધી ઊર્મિઓને મૂર્તિમંત થવા માટેની બને તેટલી બધી સગવડ તેમણે કરી આપી હતી અને તેમને માટે વડોદરામાં ઘર પણ લઈ રાખ્યું હતું. એમની છાપ આજે પણ કોસિંદ્રામાં અને ગંભીરામાં તરત વરતાઈ આવ્યા વિના રહેતી નથી.

શેઠશ્રીનાં દીકરી ભારતીબહેનની મેધા પર તે ફિદા હતા,

અને તેથી તેમનાં એકલાંની ખાતર તે દિવસોની તૈયારી કરતા. કલાકો સુધી સતત કામ કર્યા કરવું એ એમને રમત વાત હતી. ભારતીબહેન માટે એમણે કરેલી તૈયારીઓ જ્યારે કોઈ દિવસ ગુજરાત સમક્ષ મુકાશે ત્યારે એમણે એક શિષ્યા માટે શો ગજબ ઉદ્યમ કર્યો છે તે જાણવા મળશે. આવો અથાગ શિષ્યપ્રેમ આ જમાનામાં જવલ્લે જોવા મળે ! એમણે પોતાના વિદ્યાર્થીઓ માટે પોતાનું બધું હીર નિચોવ્યું હતું, એમ કહીએ તો તેમાં લગારે અતિશયોક્તિ નથી.



# વફાદાર મિત્ર

આમ તો કોની સાથે એમને મેળ નહોતો ? એમનાં નમ્રતા અને સૌજન્ય એટલાં બધાં હતાં કે એક વખત એમના પરિચયમાં આવ્યા પછી એ પરિચય વધારવાનું જ મન થાય. આમ હોવાથી એમનું સ્નેહીમંડળ ઘણું બહોળું હતું. સ્નેહીઓ માટે એ શું શું નહોતા કરતા ?

અધ્યાપન પાઠશાળામાંથી ધર્મજના શિવાભાઈ જેઠાભાઈ સાથે એમને મિત્રતા થઈ હતી. બંને સહાધ્યાયી હતા અને ભટ્ટ સાહેબના ભક્ત હતા ને એ કારણે જ બંને મિત્ર બન્યા હતા. આમ તો બંનેની પ્રકૃતિમાં ઘણો ફેર હતો છતાં બંને વચ્ચેની પ્રેમગાંઠ છેવટ સુધી કાયમ રહી હતી. શિવાભાઈ કરુણાશંકર સંબંધે હમેશાં કાળજી સેવતા, ને કરુણાશંકર તેમને માટે હમેશાં દરકાર કરતા. આમ તેઓ પરસ્પર ભાવ રાખતા.

એમના એક મિત્રે વિશાળ જમીન રાખી હતી. એમની

કલ્પના હતી જમીનને આબાદ કરીને તેની આવકમાંથી એક આદર્શ શિક્ષણસંસ્થા નભાવવાની. એવી એક સંસ્થા મિત્રો સ્થાપે અને તેને નાણાંની તંગી વેઠવી ન પડે કે ભીખ માગવી ન પડે એટલા માટે જમીનની આવક તેને મળે એમ કરવા માટે તેમણે જમીન લીધી હતી. પણ માનવીનું ધાર્યું થોડું જ થાય છે? કલ્પના ને યોજના આકળની જેમ ઊડી ગઈ. જમીનને આબાદ કરવા માટે જોઈતાં નાણાંની તંગી પડવા માંડી. એક વખત કરુણાશંકર મુંબઈ જતા હતા ત્યારે આ મિત્ર તેમને અચાનક સ્ટેશન પર મળી ગયા. વાતવાતમાં તેમની આર્થિક લાચારી જણાઈ આવતાં તેમણે પોતાના ગજવામાં જે કંઈ હતું તે બધું તરત જ તેમને આગ્રહપૂર્વક આપી દીધું !

સીતારામ કરીને ઉત્તર હિંદના રહીશ એક ભાઈને પેટલાદ હાઈસ્કૂલમાં હિન્દીના શિક્ષક તરીકે સરકારે મૂક્યા. તે પરદેશી છે ને મૂંઝાશે એમ સમજીને કરુણાશંકરે તેમને ખબર ન પડે તેવી રીતે તેમની દરકાર રાખી અને તેમની સાથે મૈત્રીનો સંબંધ બાંધ્યો. આ સંબંધ એટલો ગાઢ બન્યો કે સીતારામ પેટલાદમાં પોતાના કુટુમ્બને બોલાવી શક્યા અને કરુણાશંકરના ઘરમાં જ પોતાનું ઘર વસાવી શક્યા.

ચોકસી માસ્તર અને ભલાકાકા તરફ એમને ભારે આદર હતો, અને જ્યારે શેઠ સાહેબને ત્યાં બીજા શિક્ષકોની

જરૂર પડી ત્યારે એ બંનેને તેઓ ઊછીની નોકરીથી ત્યાં લઈ ગયા હતા.

૧૯૧૪ના અરસામાં મોતીભાઈ સાહેબ એક તેજસ્વી ગ્રેજ્યુએટને તબિયતની સુધારણા માટે પેટલાદની બોર્ડિંગમાં લઈ આવ્યા. એ એલ્ફિન્સ્ટન કૉલેજના પ્રિન્સિપાલ કૉવર્નટનના માનીતા તેજસ્વી વિદ્યાર્થી હતા, જી. ટી. બોર્ડિંગના છાત્ર હતા અને સ્વદેશપ્રેમી શેઠ ખીમજી આસર વીરજીના પરિચિત હતા. મલેરિયાને કારણે તેમની તબિયત લથડી હતી, તેથી 'હવાફેર માટે મોતીભાઈ સાહેબ તેમને ત્યાં લાવ્યા હતા. કરુણાશંકરે તેમની સાથે દોસ્તી બાંધી તેમને આપ્તજન બનાવી દીધા અને એ રીતે તેમને એકલવાયું ન લાગે એવું કર્યું. બંને વચ્ચે સ્નેહની ગાંઠ બંધાઈ. એકાદ વરસ રહીને તે પોતાને વતન વલસાડ ગયા, છતાં આ પ્રેમગાંઠ ઉત્તરોત્તર વધારે મજબૂત થતી ગઈ. આ પછી આ શ્રી અંબેલાલ મણિભાઈ દેસાઈ સુરતમાં અનાવિલ બોર્ડિંગમાં કામ કરવા રહ્યા. ત્યાંથી ઉનાળાની રજા હજીરામાં ગાળવાનું તેમણે ગોઠવ્યુ ત્યારે કરુણાશંકર અને શિવાભાઈ પણ તેમની સાથે ત્યાં રહ્યા હતા. તેમણે ત્યાં ગાળેલા દિવસો જીવનભર યાદ રહી જાય એવા હતા! અંબેલાલ સાથેનો તેમનો સંબંધ ઠેઠ સુધી રહ્યો હતો.

☆

## અતિથિભક્ત યજમાન

પોતાને ત્યાં મહેમાનો આવે જ આવે એવી ઝંખના એમણે જીવનભર સેવી હતી. પોતાના પરિવાર માટે જેવડા ઘરની જરૂર હોય તેના કરતાં ઘણું વિશાળ ઘર તે હમેશાં રાખતા; એટલા માટે કે અતિથિઓને તે અનુકૂળ આવે.

એમના સગાંસંબંધી, સ્નેહીઓ તેમ જ વિદ્યાર્થીઓ-માંથી કોઈનુ કોઈ એમને ઘેર કાયમનું હોય જ. ભાગ્યે જ કોઈ દિવસ એવો હોય કે જ્યારે એમને ઘેર મહેમાન ન હોય. આથી હમેશા આવક કરતાં ખર્ચ વધારે થતો, અને બે પાસાં કદી મળતાં નહિ. તે પેટલાદમાં હતા ત્યારે તેમને મહિને ત્રીસ કે પાંત્રીસ મળતા હતા, અને તે અમદાવાદમાં રહ્યા ત્યારે તેમને પચાસથી માંડીને ત્રણસો સુધી મળતા થયા હતા. છતાં એમનુ હમેશાં તૂટતું જ રહ્યું હતું. એમને અંગત સગવડનો વિચાર કદી આવ્યો નથી. સામાન્ય ખોરાક — રોટલી, દાળ, ભાત ને શાક બપોરે તથા ભાખરી, ચોપડાં

કે રોટલા, દૂધ ને શાક રાતે તથા સવારમાં દૂધ કે ચા એ સામાન્ય ખોરાક–થી બીજો ખોરાક એમણે ભાગ્યે જ લીધો હશે, સામાન્ય કપડાંથી બીજાં કપડાં એમણે કદી પહેર્યા નથી ને કદી સુખચેન ભોગવ્યાં નથી. એમનો પરિવાર પણ એમની જેમ જ જીવ્યો છે. છતાં મહેમાનોને કારણે એમનો ખરચ આવક કરતાં વધી જતો. ખૂબી એ હતી કે આર્થિક સંકોચ અતિશય રહેતો હોવા છતાં મહેમાનો આવે એ ઇચ્છા તેઓ હમેશ રાખતા, અને દરેકને તેમના મહેમાન થવાનું પણ ગમતું.

ગુરુદેવ જ્યારે ગુજરાતની મુલાકાતે આવ્યા હતા ત્યારે તેમની સાથે શાન્તિનિકેતનના એક અધ્યાપક શ્રીક્ષિતિમોહન સેન પણ આવ્યા હતા. ગુરુદેવનો ઉતારો શેઠ સાહેબને ત્યાં હતો. એમના આતિથ્ય માટે સરલાબહેને ઘણી તૈયારી કરી હતી, એમાં કરુણાશંકરની પરોક્ષ પ્રેરણા હતી. આ વખતે ક્ષિતિબાબુએ અને કરુણાશંકરે એકબીજાને પિછાની લીધા. બાબુજીએ તરત જ સમજી લીધું કે તેમનું સ્થાન કરુણાશંકરની સાથે હતું. આ પછી એ બંનેનો સંબંધ વધતો ગયો. એ અમદાવાદમાં હતા ત્યારે બાબુજી દર વરસે એકાદ માસ આવી જતા અને જ્ઞાનગંગા વહેવરાવતા. એમાં અવગાહન કરવા માટે કરુણાશંકર સ્નેહીઓને આમંત્રે જ. એ પછી જ્યારે તે કોસિંદ્રા ગયા ત્યારે તો ત્યાં બાબુજીને સોળે કળાએ ખીલવાનું વાતાવરણ મળી ગયું હતું. બાબુજી જ્ઞાને હાલતું-ચાલતું 'એન્સાઈક્લોપીડિયા' હતા. વહેલી સવારે ઊઠે

ત્યારથી મોડી રાતે સૂએ ત્યાં સુધી તેમની જ્ઞાનધારા અસ્ખલિત વહ્યા કરે અને પિપાસુઓ પણ તે સતત પીધા કરે. આમ દિવસો સુધી—એકાદ માસ સુધી—ચાલ્યા કરે. દર વરસે રજાઓમાં કોસિંદ્રા આવવાનું મન બાપુજીને રહ્યા કરતું, અને શકય હોય ત્યાં સુધી તે આવ્યા વિના રહેતા નહિ.

કરુણાશંકર પોતે "અતિથિદેવોભવ" સૂત્ર આચરતા હતા એટલું જ નહિ પણ પોતાના સ્નેહીઓ પાસે પણ પરોક્ષ રીતે આચરાવતા. બાપુજી આવે એટલે તેમને જમવાનું આમંત્રણ ઘેર ઘેર મળતું. એમની સાથે બહારથી આવેલા મહેમાનો તો હોય જ, પણ ગામનાય સજ્જનો હોય. કરુણાશંકર ઇરાદાપૂર્વક આ બધું ગોઠવતા કે જેથી લોક આતિથ્ય કરતાં શીખે અને મનની વિશાળતા મેળવે.

દેશસેવકો કે સમાજસેવકો, જે ઘરબાર છોડી સેવાર્થે બહાર જ ફર્યા કરતા હોય તેમને ઘરની હૂંફ મળે તેમ કરવા માટે તે એવી વ્યક્તિઓને પોતાને ઘેર આગ્રહપૂર્વક લઈ આવતા. ઠક્કરબાપા, મહાદેવભાઈ, કરસનદાસ ચીતળિયા વગેરેને પોતાના અતિથિ બનાવવાનો લાભ તેમને મળ્યો હતો.

એમનું સ્નેહીમંડળ અત્યંત વિશાળ હતું, છતાં એમણે પોતાને કે પોતાનાંને માટે કદી એ મંડળનો ઉપયોગ કર્યો નહોતો. એમનો સ્નેહ નિર્વ્યાજ અને સ્વાર્થવિહીન હતો.

☆

## સેવાપરાયણ સેવક

આમ તો એ સેવાપરાયણ હતા જ; પણ જેની સીધી સેવા કરવાનું તેમણે સ્વીકાર્યું હોય તેની સેવામાં પોતાની જાતને સમર્પી દેવાનું તેમના લોહીમાં હતું.

કોસિંદ્રા, ગંભીરા અને પેટલાદ એ એમનાં આમ-જનતાની કેળવણીનાં ક્ષેત્ર હતાં. એમણે કેવળ વિદ્યાર્થીઓને ભણાવવામાં પોતાની જાતને મર્યાદિત કરી નહોતી. માત્ર નિશાળ જ એમનું કાર્યક્ષેત્ર નહોતું. કોસિંદ્રા અને ગંભીરામાં ગામની જનતાને કેળવવાની ને તેની સેવા કરવાની હામ તેમણે ભીડી હતી. પેટલાદ શહેર હોવાથી વિદ્યાર્થીઓ અને છાત્રોની સેવામાં તેમણે પોતાની જાતને પરોવી હતી.

પણ ખાતાંપીતાં, ઊઠતાંબેસતાં, જાગતાંઊંઘતાં, હરતાં-ફરતાં એમ હરેક ક્રિયા કરતાં 'સેવક એ સેવક જ છે' એનાં પૂર્ણ દર્શન આપણને એ જ્યારે શેઠ શ્રી અંબાલાલને ત્યાં તેમનાં બાળકોના શિક્ષક તરીકે રહ્યા ત્યારે થાય છે. શેઠ

સાહેબે તેમને રોજના એકાદ કલાકના 'ટ્યુશન' માટે રોકયા હતા. પણ કરુણાશંકર કંઈ 'ટ્યુશનિયા' નહોતા. ગોળ ઘાલો તેટલું ગળ્યું થાય, જેવા દામ તેવું કામ–એવાં લેખાં એમની પાસે નહોતાં. એવું એમની રગમાં જ નહોતું. જે કામ માથે લીધું તે પ્રાણપણે કર્યા સિવાય રહેવાય જ નહિ એવી એમની પ્રકૃતિ હતી; અને તેથી તેમણે દિવસનો પોતાનો બધો સમય શેઠ સાહેબને ત્યાં ગાળવા માંડયો હતો, અને પોતાના ચોવીસે કલાક તેમના જ ચિંતનને આપ્યા હતા. વખત જતાં શ્રી સરલાબહેનને અને શેઠ શ્રી અંબાલાલભાઈને તેમની સેવાપરાયણતામાં, વફાદારીમાં, પ્રમાણિકતામાં ને સચ્ચાઈમાં એટલો વિશ્વાસ પેદા થયો હતો કે તેઓ તેમને પોતાના જ ગણતાં થયાં હતાં.

સવારમાં ઊઠી, પ્રાતઃકર્મથી પરવારી તે શેઠશ્રીને ત્યાં જતા. બાર વાગ્યે ઘેર આવી જમીપરવારીને તે બે વાગ્યે પાછા જતા તે છેક રાતે ઘેર આવતા. તેમના મગજમાં તહેવાર કે રવિવારની રજાનું ખાતું જ નહોતું. બાળકોને રજા પાળવી હોય તો તે રજા પાળતાં, પણ કરુણાશંકર તો રોજની જેમ રવિવારે કે તહેવારે પણ શેઠ સાહેબને ત્યાં પોતાના કામના ઓરડામાં જ હોય. તેઓ ત્યાંના કામ પર-થી ઘેર આવે ત્યારે પણ મગજમાં તો એ કામ જ રમતું હોય. ઘર આગળ પણ શેઠશ્રીનાં બાળકો, તેમનો અભ્યાસ અને તેમને માટે પોતે શું કરે છે ને કરવા ધારે છે એની જ

વાતો હોય. સેવક તરીકેની ધૂનમાં એ ઘરને વીસરી ગયા હતા; કારણ એમની અફર માન્યતા હતી કે એ અનન્ય સેવામાં ઘરની સેવા હતી—હાથીના પગલામાં જેમ બધાં પગલાં સમાતાં હોય છે તેમ. પોતે શિક્ષક અને પોતાનાં આળકોના શિક્ષણ પાછળ પોતે પાંચ મિનિટ પણ ન આપી શકે એ કારણે તેમને આપણી સામાન્ય શાળામાં મોકલવાં પડે એ જગતની દૃષ્ટિએ એક વિચિત્ર ઘટના ગણાય. આપણા જેવાને તો થાય કે ' ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો ' એવી બેવકૂફી એમણે કેમ કરી હશે ? પણ એમને હિસાબે એ બેવકૂફી નહોતી. ચોરસના એક ખૂણાને કાટખૂણો કરવાથી બધા ખૂણા કાટખૂણા બને છે, તેમ નિષ્ઠાપૂર્વક કરવામાં આવતા એક કર્તવ્યપાલનથી બીજાં બધાં કર્તવ્યો આપોઆપ સીધાં થઈ જાય છે એવી એમને દૃઢ પ્રતીતિ હતી. ઘણી વાર એ કહેતા કે જેની નોકરી સ્વીકારી તેની નોકરીમા બધું સમર્પી દેવામાં જ મારા કુટુમ્બની સેવા અને બાળકોની કેળવણી છે. એમની આ માન્યતાને સંમત થઈએ કે ન થઈએ એ જુદી વાત છે, પણ જીવનભર તે એ રીતે જીવ્યા હતા એ નિર્વિવાદ છે. એમની આ નિષ્ઠાને પરિણામે કે ગમે તેમ પણ એમનાં બાળકોને આજે જોઈએ છીએ ત્યારે એમ પ્રતીત થયા વિના નથી રહેતું કે એક પિતા તરફથી જે મળવુ જોઈએ તે તેમના બાળકોને મળ્યા વિના રહ્યું નથી. આવી હતી એમની સેવક તરીકેની ભાવના અને નિ .

# દેશપ્રેમી નાગરિક

એ અંગ્રેજ સરકાર સાથેની સીધી લડતમાં શામિલ થયેલા દેખાતા નથી તેથી કોઈ રખે માને કે તે દેશપ્રેમી નહોતા. હા, તે સ્વદેશાભિમાની અને પરદેશદ્વેષી નહોતા એ વાત સાચી. દેશપ્રેમના નૈસર્ગિક વલણને લીધે જ તેમણે ગુરુદેવ અને ગાંધીજીનો સત્સંગ સાધ્યા કર્યો હતો ને તેમનાં લખાણોનો ભક્તિભાવથી અભ્યાસ કર્યો હતો. એને લીધે જ એમણે પશ્ચિમની ઢબ પર ચાલતા શેઠ શ્રી અંબાલાલભાઈના ઘરને આપણી ઢબ પર ચાલતું કર્યું હતું. એને લીધે જ એમણે પેટલાદના પોતાના વિદ્યાર્થીઓને ફર્ગ્યુસન કૉલેજમાં જવા પ્રેર્યા હતા. એને લીધે જ તેમણે નાગપુર, મુંબઈ અને અમદાવાદની કૉન્ગ્રેસનાં અધિવેશનોમાં હાજરી આપી હતી. એને લીધે જ તે સમાજસેવકો અને દેશસેવકોનો પરિચય સાધતા, કેળવતા અને પછી તેમને પોતાના મહેમાન પણ બનાવતા. એ પ્રેમને લીધે જ સ્વદેશીની ચળવળ પછી તે સ્વદેશી કપડાં પહેરતા હતા,

અને ગાંધીજીની અસર નીચે આવ્યા પછી ખાદી પહેરતા થયા હતા. વળી જ્યારે ૧૯૩૦ની સત્યાગ્રહની લડત શરૂ થઈ ત્યારે તેમણે તેમાં જોડાવાની ઇચ્છા રાખી હતી, પણ ગાંધીજીએ તેમને તેમ કરતાં રોકયા હતા અને શેઠ શ્રી અંબાલાલભાઈને ત્યાંથી ન ખસવાનું ફરમાન કર્યું હતું.

એમની અસર નીચે આવેલા વિદ્યાર્થીઓમાંથી ઘણા સત્યાગ્રહની લડતમાં જોડાયા હતા. આજે ખેડા જિલ્લામાં જે મુખ્ય કાર્યકર્તાઓ છે તેમાંના ઘણાખરા તેમની સીધી યા આડકતરી અસર નીચે આવેલા છે. વળી ચરોતરનાં કેટલાંય ગામોમાં એમના વિદ્યાર્થીઓ છે જે પોતાના ગામમાં કોઈ ને કોઈ જનસેવાનું કામ કરે છે ને કેટલાક કેળવણીના ક્ષેત્રમાં પણ પડેલા છે.



# मृदूनि कुसुमादपि

એમનુ હૃદય કુસુમથી પણ કોમળ હતુ. એ કોઈના વેરી કે દ્વેષી નહોતા. વળી એ માત્ર માનવપ્રેમી હતા એમ પણ નહોતું પશુપક્ષી અને વનસ્પતિ પર પણ એમને પ્રેમ હતો પન્હુ ખથી એમનુ હૃદય દ્રવી જતુ. તે ગાડા કે ડમણિયામા બેઠા હોય અને બળદને પરોણો મારવામા આવે તો તે તેમને કઠતું. ગાડીવાળો ઘોડાને જલદી ચલાવવા ચાબૂક લગાવે તો તે તેમને ખૂંચતું છોડ પરથી ફૂલ તોડવામા આવે તો એ એમને ગમતું નહિ ફૂલ જેવી સુકુમાર સૃષ્ટિને તોડવાની કઠોરતા એમના હૃદયને આઘાત કરતી. એમણે કદી ફૂલ તોડવાની ધૃષ્ટતા કરી નથી

એમના ગભીરાના એક વિદ્યાર્થીએ આફ્રિકાથી સફેદ પોપટ–કાકાકૌવા–આણીને તેમને ભેટ આપ્યો. તેને પાજરા મા પૂરેલો હતો. એની આ પરાધીનતા એમને વિવશ કરી દેતી. ઘણી વખત એ એને મુક્ત કરવાનુ વિચારતા; પણ

જન્મથી પાંખો બંધાઈ ગઈ હોવાથી તેનાથી ઝાઝું ઉડાય એમ નહોતું અને જો તેને ઉરાડી મૂકવામાં આવે તો તે શિકારી પક્ષીઓનો ભોગ થઈ પડે એમ હતું તેથી તેને તેમણે જિંદગીભર સંતાનની જેમ પાળ્યો હતો. ઘરની બીજી દરકાર ભલે એ નહોતા રાખતા, પણ પોપટનું પાંજરું સાફ થયું છે કે નહિ, એને ભાવતું ખાવાનું અપાયું છે કે નહિ, એને વખતસર પાણી પવાયું છે કે નહિ વગેરે બાબતોની કાળજી તે રોજ રાખતા. ઘરનાં માણસો પણ એમની વૃત્તિને અનુસરતાં. આવું કોમળ અને પ્રેમભર્યું હતું એમનું હૃદય.



## શ્રી. કરુણાશંકર માસ્તર

રા. કરુણાશંકરને પૃથિવીની અંદર વહેતી સરસ્વતી કે ગુપ્તગંગા સાથે સરખાવી શકાય. એમનો પ્રવાહ બહાર નથી દેખાતો પણ પ્રભાવ હોય છે, અને ઉર્વીના હૃદયમાં સમાઈ એને રસવતી કરે છે.

રા. કરુણાશંકર પણ એમના ઘણા મિત્રોના અંતરમાં છુપાઈ એમના હૃદયને રસભીના કરતા હશે. એમની નાની નાની જણાતી મૌન સેવાઓએ ઘણાની આતરડી ઠારી હશે.

રા. કરુણાશંકર ગુણગ્રાહી બહુ છે, અને સત્પુરુષોનો સમાગમ એમને અત્યંત પ્રિય છે એમની ગુણગ્રાહકતા અને સત્સંગની લાલસાને લીધે તેઓ ઘણા સાક્ષરો અને સત્પુરુષોના મિત્ર બન્યા છે. ભર્તૃહરિએ કહ્યું છે એમ એ પારકાના ગુણોને પર્વત સમ કરી જુએ છે; તેમના દોષોને એ રાઈથી પણ નાના કરી જોઈ શકે છે. આપણી વ્યાવહારિક બુદ્ધિને એમાં સમતોલપણું ન ભાસે; પણ એમની પાસે એવી વ્યવહાર બુદ્ધિનો હિસાબ જ ક્યાં છે?

એમની સ્થિતિ ને સંજોગો જોતાં એમની ભાવના બહુ ઊંચી છે. કુટુંબવત્સલતા એમનામાં પૂરેપૂરી છે. સેવા એ એમનો જીવનમંત્ર છે. એમના હૃદયમાં એ ઘણાંને સમાવી શકે છે.

એમના જેવા શિક્ષક ગુજરાતમાં થોડા જ મળી આવે. શિક્ષણને એમણે જીવનમાં વણી લીધું છે. શિક્ષક થવાને માટે જ એ સર્જાયા છે. પણ ગુજરાત હજુ શિક્ષકોને ઓળખે છે જ ક્યાં ? પરિણામે રા. કરુણાશંકરના આખા જીવન સુધી શિક્ષણ દેવાનું ફળ એક જ ભારતી નિપજાવવામાં પૂરું થશે.

એમના સાક્ષરમિત્રોના સમાગમમાં ફરતું એમનું મિત્રમંડળ ખાસ આંખે ચઢે એવું છે. મને તો એ ભક્તમંડળ જેવું વધારે લાગે છે. કરુણાશંકર એમના હૃદયમંદિરમાં જે પ્રતિમાઓ પધરાવે એ સર્વની ઉપાસના કરવાનો લાભ એ મંડળને મળી શકે છે.

બાળકો પ્રતિ એમની મમતા સ્વાભાવિક છે. શિક્ષણ-વિષયક છેલ્લામાં છેલ્લી શોધો જાણવાનો એ સદા પ્રયત્ન કરે છે. એમને સહેજ શરમાળ કહી શકાય. સમાજની નવી રચનામાં શિક્ષકોનું સ્થાન ક્યાં ?

લીલાવતીબહેન શેઠ ( પાછળથી મુનશી )

( 'રેખાચિત્રો અને બીજા લેખો 'માંથી : સન ૧૯૨૨ )

☆

## શ્રી. કરુણાશંકરભાઈનું કોસિન્દ્રા

ચરોતર કેળવણી મંડળના મૂળને જાણનાર અથવા તે મંડળમાત્રને જાણનારને ગુજરાતની બે ' અલૌકિક ' વ્યક્તિઓની જરૂર જાણ હશે. એ બન્ને વ્યક્તિઓના સયોગ વિયોગનો ઇતિહાસ કેટલાકને ચર્ચા ને જ્ઞાનનો વિષય થઈ પડ્યો હશે. પેટલાદ બોર્ડિંગની હાલની દશા જોનારને, તે સંસ્થાની પાછલી તવારીખ જાણ્યાથી, શોક થયા વગર નહિ રહે. ચરોતરના જાહેરજીવનમા ભાગ લેનાર હરકોઈને કબૂલ કરવું પડશે કે તેનુ જીવન ઘડવામા પેલી બન્ને વ્યક્તિઓનો નાનોસૂનો ભાગ નથી.

આદર્શ અને વ્યવહાર વચ્ચે જેટલો ભેદ હોય છે તેટલો જ ભેદ એ બન્ને વ્યક્તિઓના સ્વભાવ પરત્વે છે. જગતને અનુભવી વૃદ્ધ અને અપ્તરંગી યુવક એ બન્ને પાસેથી શીખવાનું ને કામ કરાવવાનુ હોય છે. ભગવાન બુદ્ધનો મધ્યમ માર્ગ તેથી જ પ્રચલિત થયો અને ' Golden mean ' એ શબ્દજોડકું તેથી જ સાર્થક થયું.

શ્રી. મોતીભાઈ અમીનને ભાગ્યે જ ગુજરાતમાં કોઈ નહિ ઓળખતું હોય. વડોદરા રાજ્યમાં કેળવણીપ્રચારની ગાયકવાડ સરકારની રાજ્યનીતિને તીવ્ર અમલમાં મૂકવાની ને સફળ કરવાની કાર્યદક્ષતા શ્રી. મોતીભાઈ સાહેબની છે. ચરોતરના અનેક યુવકોનાં જીવન વ્યવહારચીલે મૂકનાર પણ એ જ વ્યક્તિ છે.

પરંતુ, શ્રી. કરુણાશંકરભાઈને તો થોડાં જ જાણતાં હશે અને તેથી થોડાં પિછાનતાં હશે. બન્ને વ્યક્તિ મૂંગી કામ કરનાર હોવા છતાંય એકનું કામ વિસ્તારનું અને બીજીનું ઊંડાણનું. વીજળીવેગના આ જમાનામાં બહુ થોડા માણસોનું લક્ષ ઊંડાણ તરફ જાય છે; પણ પાતાળ-ઊંડા કૂવાનાં મીઠાં જળ જેણે પીધાં છે તે તો તેમને કદી વિસરનાર નથી. આદર્શ માટે મરી ફીટનાર કરુણાશંકરભાઈ છે; જ્યારે આદર્શને વ્યવહારુ દશામાં ઉતારનાર અને તે આદર્શને કંઈક અંશે પણ સિદ્ધ કરી બતાવવાની તનતોડ મહેનત કરનાર શ્રી. મોતીભાઈ સાહેબ છે. બન્ને જુદી જુદી ભાતના કેળવણીકાર છે. એકે ચરોતર કેળવણી મંડળને જન્મ આપ્યો; બીજાએ એક ગામને ખૂણે જઈ કેળવણીના છૂટક અખતરા કરવાનો પ્રયત્ન કર્યો.

વિશેષે 'ગુજરાત' માસિકમાં ઊછળતી દેખાતી સા. લીલાવતીબહેનની કલમે કરુણાશંકરભાઈની પહેલી ઓળખ ગુજરાતને આપી.

અમદાવાદના જાણીતા પ્રમાણિક મિલમાલેક શેઠ અંબાલાલ સારાભાઈને ત્યાં તેમણે થોડાં વર્ષ એક આદર્શ શાળા ચલાવી, અને ગર્ભશ્રીમંતાઈના પ્રતિકૂળ વાતાવરણમાં વિદ્યા ને વિનયનો સોના ને સુગંધ જેવો મેળ બેસાડવા યત્ન કર્યો. શેઠ અંબાલાલ સારાભાઈની ગાદીએ આવનાર કરુણાશંકરભાઈના હાથે સંસ્કાર પામેલો ભવિષ્યનો મિલમાલેક કેવોક નીકળે છે તે તો ઈશ્વર ને સંયોગોને હાથ. એ શાળાનું પોતાનું કામ ત્રુટતે હૃદયે છોડી તે પોતાના અસલ વતન જેવા કોસિન્દ્રા ગામના પાટીદાર ગામડિયાઓના પ્રેમને વશ થયા.

વડોદરાથી ડભોઈ જતી નાની ગાડી છોટાઉદેપુર તરફ જાય છે. વચમાં છૂંછાપુરા ( મોતીપુરા ) નામે સ્ટેશન આવે છે. ત્યાં ગાડી બદલીને તણખલા તરફ જતાં ભાટપુર સ્ટેશન આવે છે. ડભોઈથી સાંજના ચારને સુમારે ઊપડતી ગાડી સીધી ભાટપુર રાત્રીના નવ વાગ્યે લઈ જાય છે. તે ગાડીમાં હું કોસિન્દ્રે જવા નીકળ્યો. મોટરમાં બેસનારને જરૂર કંટાળો આવે એવી આ નાની રેલની મુસાફરી છે; પણ જેને પોતાની આંખ ને કાનનો ઉપયોગ કરી ચારે તરફ નજર કરી દેશ વિષે જોવુંજાણવું છે તેને આ મુસાફરીમાં જ આ પ્રદેશનો સારા જેવો ખ્યાલ બંધાઈ જાય. ગાડીમાં મને તો કોસિન્દ્રા કરતાં તેના પ્રેરક કરુણાશંકરભાઈના વિચારો આવ્યા કરતા હતા. મારા આવવાના સમાચાર આગળથી જણાવ્યા હતા

એટલે સ્ટેશને ડમણિયુ આવી ઊભું હતું. ભાટપુરથી કોસિન્દ્રા લગભગ ૭–૮ માઈલ હશે.

શાળા માટે તાજા જ આવેલા એક શિક્ષકના પુત્રની તબિયત એકદમ બગડી આવેલી હોવાથી એક દાક્તર સાહેબને તેમની દવાઓની પેટી અને તેમની સૂચનાનુસાર સાથે લીધેલા સોડાવૉટરના બાટલા સાથે મારા ભેગા તેડી જતા હતા. ગામમાં દાક્તર કે વૈદ્ય નથી. ઘરવૈદાથી લોકો ચલાવી લે છે. સાધારણ માંદગી કુદરતી મદદથી સહન કરી લે છે.,

આ શહેરી સંસ્કૃતિનો સંઘ જેમતેમ ડમણિયામાં ગોઠવાયો અને અથડાતોકુટાતો વાતે વળગ્યો. બે ઘડી દાક્તર સાહેબ પોતાના કોટ-પાટલૂનની સફાઈ ભૂલી ગયા. રાત્રી ચાંદરણી હતી અને આજુબાજુ કેડ સુધી ઊગેલા કપાસનાં ને ડાંગરનાં હરિયાળાં ખેતરોમાંથી, સરકારે નહિ પણ ગાડાંઓએ પાડેલા ચીલે અમારુ ડમણિયુ પોતાનો રસ્તો કાપતું જતું હતું. દાક્તરને તેડવા આવેલા પાટીદારના હાથમાં બેલના અછોડા હતા, અને તેમની નજર ને ધ્યાન અમારી તરફ રાખતા તે વાતો કરતા હતા.

કોસિન્દ્રા એ વડોદરા સરકાર તાબાનું ગામ છે. એકંદર વસ્તી ૧૨૦૦ માણસોની છે; જેમાં મુખ્ય વસ્તી પાટીદારોની છે. ગામની આસપાસ ૧૪૦૦ વીઘાં જેટલી

ખેતરોમાં એક ચાસ ડાંગરનો અને એક ચાસ કપાસનો એવી રીતે વાવે છે. કાકા કાલેલકર જ્યારે શાળાનું ખાત-મુહૂર્ત કરવા આવ્યા હતા ત્યારે આમ ડાંગર ને કપાસની લાઇબંધી જોઈ તેમના મુખમાંથી એકાએક શબ્દો ખરી ગયા હતા કે "કોસિન્દ્રા ગામ સુખી કેમ ન હોય ? ઈશ્વરે તેને અન્ન ને વસ્ત્ર બન્ને વસ્તુઓ સાથે બક્ષી છે."

જેમ આગગાડીની મુસાફરીમાં રેલલાઈન ઉપર આવતો સિગનલ સ્ટેશનની નિશાની છે તેમ આ તરફ તાડનાં ઝાડ ગામની નિશાની છે.

૧. હિંદુસ્તાનમાં ખ્યાતિ પામેલા છપ્પનિયા (સં. ૧૯૫૬ના) દુકાળમાંયે કોસિન્દ્રાના લોકોને ભૂખમરો તે શું એની ખબર ન પડી. પણ સં. ૧૯૬૨માં દૈવકોપથી ગામમાં આગ લાગી અને લગભગ બધાં મકાનો બળી ગયાં. લોકો કહે છે કે મકાનો બહુ ખખડી ગયાં હતાં અને અસ્વચ્છ રહેતાં હતાં, એટલે ઈશ્વરે લાય લગાડી. નવાં મકાનો સાદાં કામઠાંનાં બાંધેલાં છે; અને તેમની આગળની ઓસરી તેમ જ ઉપરનાં માળિયાં સળંગ છે. તે વાંસનાં ભીંત કે કંઈ પણ આંતરા વગર-નાં એકસરખાં હારબંધ બાંધવામાં આવ્યાં છે. ત્યાં એક-બીજાનાં ખેતરો વચ્ચે હદ બતાવનાર વાડ સુદ્ધાં નથી. આ ચિહ્ન અન્યોન્યનો વિશ્વાસ ને સંપની સૂચક છે.

વાડ વગરનાં ખેતરમાં ડાંગરનાં કૂંદવાં પડ્યાં હોય પણ

ખેડૂતો નિર્ભય ઊંઘે છે. કજિયા બહુ થોડા હોય અને તે પણ લવાદથી પતી જાય. અહીંના પાટીદારોની હિંમત ને સાહસનો એક દાખલો આપું. આજથી પંદર વર્ષ પૂર્વે એક સુખી પાટીદાર કાશીભાઈએ પોતાના કુટુંબીઓને સાથે લઈ અહીંથી ૬ માઈલ દૂર એક નવું ગામ વસાવ્યું. તેનું નામ કાશીપુરા છે. એ છોટાઉદેપુર રાજ્યની હદમાં આવેલું છે. પાટીદાર એટલે સાચો ખેડૂત એનો ચોખ્ખો પુરાવો અહીં મળે છે. હાથોહાથ ખેતી કરવી, ઢોરઢાંકર ચરાવવાં, ઘરનું બધું કામ કરવું અને સંતોષી રહેવું. મજૂરીથી જેમ બને તેમ ઓછું કામ લેવું. તેથી જ નાયકા-બારિયા જાતના નીચલા વર્ગના કેટલાક મજૂરો અહીં છે; પણ તેમની સાથની પાટીદારની વર્તણૂક વિષે મને બહુ જોવા ન મળ્યું.

જેમણે દાક્તર જોયો નથી, રેલગાડીના ઇન્જિનની સિસોટી સાંભળી નથી, વકીલોને સંઘર્યા નથી, સરકારી થાણાની જરૂર દીઠી નથી એવા સંતોષથી સુખી પાટીદારની વસ્તીમાં કરુણાશંકરભાઈએ પોતાનું ક્ષેત્ર શોધ્યું.

અમદાવાદમાં શેઠ અંબાલાલ સારાભાઈની ખાનગી શાળા છોડી અહીં એમણે એક આદર્શ શાળા ઊભી કરી. એક સરકારી ગુજરાતી શાળા ચાલે છે, તેની આગળના અંગ્રેજી ત્રણ વર્ગો હાલમાં કરુણાશંકરભાઈ ચલાવે છે. ગામ પાસેથી વહેતી હેરણ નદીને કાંઠે ઊંચા ટેકરા ઉપર આવેલા રામ-

મંદિરના બગીચાનાં ઝાડોની શીળી છાયામાં સૃષ્ટિસૌંદર્ય નીરખતા ૪૫ વિદ્યાર્થીઓ અહીં સાચી કેળવણી લઈ રહ્યા છે.

ટૂંક મુદતમાં શાળા આશ્રમનું રૂપ લેશે ત્યારે કરુણાશંકરભાઈના શાળાના આદર્શને અનુકૂળ વાતાવરણ મળી રહેશે. તેમની શિક્ષણપદ્ધતિ વિદ્યાર્થીનું વ્યક્તિત્વ ખીલવનારી છે, એટલે વ્યક્તિગત છે, વર્ગવાર નથી; એટલે તેઓ જેમ બને તેમ સંખ્યા ઓછી રાખવાની કાળજી રાખે છે. સંસ્કૃત, ગુજરાતી, બંગાળી ભાષાઓના જ્ઞાન સાથે અંગ્રેજીની વાનગી પણ વિદ્યાર્થીઓને પીરસવામાં આવે છે. તે કેળવણીમાં સંગીત ને કળાને મુખ્ય સ્થાન છે. ઈશ્વિર કરશે તો ગુજરાતનું એક નાનકડું શાંતિનિકેતન કોસિન્દ્રામાં બની જશે. સાથે સાથે મોતીભાઈ સાહેબે કરેલી વ્યવહારું સૂચના ઉપર પણ દુર્લક્ષ નથી થયું. શ્રી મોતીભાઈનું સૂચન છે કે 'આ નવી શાળાના વાતાવરણથી લોકો તથા વિદ્યાર્થીઓ ખેતીમાં રહેલા અંગમહેનતના સિદ્ધાન્તને વિસારે મૂકે તો કેળવણી ભારરૂપ થાય.'

હું ધારું છું કે જેમ કવિ જન્મે છે તેમ શિક્ષક કે કેળવણીકાર પણ જન્મથી સંસ્કાર લઈને આવે છે. કરુણાશંકરભાઈની શિક્ષણપદ્ધતિનું શાસ્ત્રીય વિવેચન કરવું એ તો ફૂલની સુગંધ લેવાને બદલે તેની પાંખડીઓ ગણી વિજ્ઞાનની દૃષ્ટિએ તેનું પૃથક્કરણ કરવા બરોબર છે. વળી તેમને કેળવણીકાર તરીકે

ઓળખવા ને તેમનું બહુ સમજવા માટે પણ તેમના લાંબા સહવાસની અપેક્ષા રહે છે.

તેમનો પડતો બોલ ઝીલી લેવા ગામલોક તૈયાર છે. ઘણાએ તેમની શરમથી બીડી ને હુક્કાનો ત્યાગ કર્યો છે. બહારથી આવતા મારા જેવા અતિથિનો સત્કાર કરવા ભોળા ખેડૂત ચડસાચડસી કરે છે. તે સાથે તેમની ઉદારતાનો પાર નથી. એક ધનિક પાટીદારે વર્ષ સારું આવ્યુ એટલે રૂ. ૧૩૦૦)નુ ઉત્પન્ન થયું તેમાંથી રૂ. ૧૦૦૦) ધર્માદા કર્યા. તવંગર ને ગરીબ, બન્ને પોતાને હાથે લાકડાનો ભારો ઊંચકતાં શરમાતા નથી. શાળાની ને શિક્ષકની અસર ગામ ઉપર જેમ જામતી જશે તેમ કેળવણીનો ખરો ઉદ્દેશ સમજાતો જશે. સ્વર્ગસ્થ કાન્તના રસિક શિષ્ય અને કલાપીના જીવનનુ રહસ્ય સમજનાર કરુણાશંકરભાઈમાં ઓતપ્રોત પ્રેમ ભર્યો છે, એટલે તેમને અમદાવાદની પ્રવૃત્તિ છોડી ગામડાની શાંતિમાં ભળી જતાં વાર લાગી નહિ.

જ્યારે કોસિન્દ્રાના ભવિષ્યના ખેડૂતો કલાપી કે નાનાલાલનાં ગીતો ગાતા ખેતરમાં કામ કરતા હશે ત્યારે સાક્ષરોનુ સાહિત્ય કૃતાર્થ થશે.

લક્ષ્મીકાંત શ્રીકાંત

( આ લેખ લગભગ સન ૧૯૨૭મા લખાયેલો છે )

✩

## સદ્‌ગત શ્રી કરુણાશંકરનું સ્મૃતિતર્પણ

ગઈ આસો સુદ ૩ના દિવસે સર હરકિસનદાસ હૉસ્પિટલમાં ગૂજરાતના એક આદર્શ શિક્ષક શ્રીયુત કરુણાશંકર કુબેરજી ભટ્ટના ૩–૪ દિવસની ટૂંકી લકવાની બીમારીથી અકસ્માત્ સ્વર્ગવાસ થયાના સમાચાર જાણી એમના પરિચિત સ્નેહીજનોમાં દુઃખ અને ખેદની ઊંડી લાગણી વ્યાપી ગઈ છે.

દિવંગત કરુણાશંકર મારા એક અત્યંત સ્નેહ- અને શ્રદ્ધા-ભાજન સ્વજન હતા. ૧૯૧૬માં અમારો પ્રથમ પરિચય થયો. હું તે વખતે સાધુના વેષમાં વાલકેશ્વરમાં આવેલા જૈન ઉપાશ્રયમાં ચાતુર્માસ રહેલો હતો. મારા એક વિશેષ પરિચિત જૈન યુવકબંધુ દ્વારા શ્રી કરુણાશંકરને મારો પરિચય થયો. જૈન સાધુ થઈને પણ હું કલાપી અને કાન્તની ગુજરાતી કવિતાનો સારાસરખો પરિચય ધરાવું છું તેમ જ સાહિત્ય અને શિક્ષણમાં વિશેષ રસ લઉં છું, એટલી વાત જાણીને

અત્યંત ઉત્સુક ભાવે શ્રી કરુણાશંકર એક સાંજે એ જૈન યુવકબંધુને લઈને મને મળવા આવ્યા. કલાકેકભરના એ પ્રથમ પરિચયમાં જ અમારા બે આત્મા વચ્ચે નિષ્કામ સ્નેહસંબંધ બંધાયો તે આજે ૨૭-૨૮ વર્ષ પછી પણ એવો ને એવો બલ્કે ઉત્તરોત્તર દૃઢ અને ગાઢ થતો રહ્યો. એમના મૃત્યુના ૧૫-૧૭ દિવસ પહેલાં જ કાર્યવશ હું મુંબઈથી બહાર ગયો, તે પહેલાં અઠવાડિયામાં ઓછામાં ઓછા ૩-૪ દિવસ તો સાંજના તેઓ 'ભારતીય વિદ્યાભવન'-માં આવતા અને કલાક બે કલાક બેસી સાહિત્ય અને શિક્ષણની વિવિધ વાતો અને ચર્ચા કરી આનંદ અને ઉલ્લાસ મેળવતા.

કરુણાશંકરભાઈની જ્ઞાનપિપાસા અજબ હતી. એ પિપાસાએ જ એમનું મારા પ્રત્યેનું આકર્ષણ અને મમત્વ વધાર્યું. વાલકેશ્વરના ઉપાશ્રયમાં અમારો પ્રથમ પરિચય થયો, અને બેત્રણ દિવસ પછી જ તેઓ પોતાની મુખ્ય શિષ્યા ચિ. બહેન ભારતી, જેમની ઉંમર તે વખતે દશેક વર્ષની હશે તેમને લઈને મારી પાસે આવ્યા. એ અત્યંત તેજસ્વી બુદ્ધિમતી બાળાનો મને એમણે કેટલોક પરિચય આપ્યો, અને આપણા ઇતિહાસ અને સાહિત્યમાંથી આદર્શ-ભૂત બાળાઓ અને કન્યાઓ વિષેના વિવિધ ઉલ્લેખો અને અવતરણોનો જે વિશાળ સંગ્રહ તેઓ પોતાની નોંધબુકમાં ઉતારી રહ્યા હતા તે મને બતાવ્યો. તે વખતે કરુણાશંકર-

ભાઈને ગુજરાતી સિવાય હિન્દી અને બંગાળી ભાષાના સાહિત્યનો પરિચય બહુ થોડો હતો. મારા વિદ્વાન મિત્ર શ્રી નથુરામ પ્રેમી તે જ અરસામાં બંગાળના પ્રખ્યાત નાટક-લેખક દ્વિજેન્દ્રલાલનાં કેટલાંક નાટકોનુ બંગાળીમાંથી સુન્દર હિન્દી ભાષાન્તર છપાવી પ્રકટ કરી રહ્યા હતા. મને પણ એ નાટકોના વાચનમાં બહુ રસ પડતો હતો, અને તેથી જ્યારે જ્યારે પ્રેમીજી મને મળવા આવતા ત્યારે ત્યારે અમે એ નાટકોમાંથી જુદા જુદા ભાગ વાંચવાનો આનંદ મેળવતા. એક દિવસે પ્રેમીજી મારી પાસેથી ઊઠીને મકાન બહાર નીકળતા હતા તે વખતે શ્રી કરુણાશંકર મળવા આવ્યા. મેં એમને પ્રેમીજીનો પરિચય આપ્યો અને તે સાથે શાહજ્હાન અને મેવાડપતન વગેરે દ્વિજેન્દ્રલાલનાં નાટકો વિષે વાત કરી. મેવાડપતનમાં માનસી વગેરે જે રાજપૂત બાળાઓના લોક-કલ્યાણકારક ઉચ્ચ ભાવોનું શબ્દચિત્ર આલેખવામાં આવ્યું હતું તેમાંથી કેટલોક ભાગ મેં એમને વાંચી સંભળાવ્યો. તે જ ક્ષણથી તેઓ દ્વિજેન્દ્રલાલ ઉપર મુગ્ધ થયા અને ત્યાંથી સીધા હીરાબાગમાં પ્રેમીજીની દુકાને જઈ એ બધાં નાટકોના પુસ્તકોની નકલો તેમણે ખરીદી અને એનો અભ્યાસ ચાલુ કર્યો. એ પછી તો એમણે દ્વિજેન્દ્રલાલ રાયની એ સુદર કૃતિઓનો ગૂજરાતમાં ખૂબ જ પ્રચાર કર્યો. આવા આવા તો એક એકથી ચઢે એવા અનેક પ્રસંગો અમારા એ ૨૭ વર્ષ જેટલા જીવનકાળમાં અનુભવવામાં આવ્યા છે અને કરુણાશંકરની

જ્ઞાનપિપાસા અને ભાવનાશીલતાનાં ઘણાં સ્મરણીય ચિત્રો મારા માનસપટ ઉપર અંકાયેલાં છે.

કરુણાશંકરભાઈનો જે જાતનો સંબંધ મારી સાથે હતો તેવો જ સ્નેહસંબંધ મારા અનન્ય બંધુવર પંડિત સુખલાલજી સાથે પણ હતો. ૧૯૨૧ની આસપાસ પંડિતજી મારા આમંત્રણથી પોતાનાં બનારસનાં વિદ્યાધામ છોડી ગૂજરાત પુરાતત્ત્વ મંદિરમાં મારા સદાના સાથી તરીકે જોડાયા તે જ દિવસથી શ્રી કરુણાશંકર એમના પણ ભક્ત અને સ્વજન જેવા શ્રદ્ધાશીલ મિત્ર બન્યા. અમારા એ પરસ્પરના મૈત્રીજીવનનાં વિવિધ સ્મરણો ઘણાં ભવ્ય અને ઘણાં આનંદદાયક છે. તેમની ટૂંકી નોંધ પણ અહીં આપી શકાય તેમ નથી અને એવા અંગત જીવનની નોંધનું આ સ્થાન પણ નથી.

કરુણાશંકર મારા મને ગૂજરાતના એક સર્વોત્કૃષ્ટ આદર્શ શિક્ષક હતા. હિંદુસ્તાન અને બહાર ઘણાય નાનામોટા શિક્ષકોનો પરિચય પ્રાપ્ત કરવાનું સદ્ભાગ્ય મને મળ્યું છે, પરંતુ કરુણાશંકર જેવા ઉચ્ચ જીવન, ઉચ્ચ ધ્યેય અને ઉચ્ચ મનોરથમાં રમનાર બીજા કોઈ શિક્ષક મારી દૃષ્ટિએ આવ્યા નથી. એ સંસારી હોવા છતાં સાચા સાધુ હતા. સાધુતાના સુન્દર આચારો એમના જીવનમાં ઓતપ્રોત થયેલા હતા. એમનું જીવન ઉદાત્ત હતું, એમનું કાર્ય ઉદાત્ત હતું, એમનું ધ્યેય ઉદાત્ત હતું. પોતાને માથે એક

સારાસરખા કુટુમ્બના ભરણપોષણની મોટી જવાબદારી હતી, પોતાનાં બાળકોના શિક્ષણની તેમને ઊંડી કાળજી રહેતી હતી અને તે ઉપરાંત બીજા અનેક મિત્રોને સાહાય્ય આપવાની સતત ચિંતા થયા કરતી; છતાં તેમણે પૈસાના મોહ કે લોભનો સંસર્ગ જીવનમાં ક્યારેય કર્યો નથી. નિષ્કિંચન જેવા હોવા છતાં જીવનમાં ક્યારેય તેમણે દીનતા અનુભવી નથી. કરોડાધિપતિ શ્રીમંતોનાં બાળકોને શિક્ષણ આપવાની લાંબી જીવનસેવા તેમણે સ્વીકારી હતી, છતાં તેમણે ક્યારેય પણ પોતાનાં સ્વમાન અને સ્વકાર્યને કોઈના તરફથી રતીભર પણ ઠેસ લાગવા દીધી નથી. પોતે એક સમર્થ શિક્ષણશાસ્ત્રી હતા છતાં ક્યારેય પણ તેવા બહાર દેખાવાની કે પ્રસિદ્ધિ મેળવવાની તેમણે યત્કિંચિત્ પણ ઇચ્છા સેવી નથી. તેઓ સ્વભાવથી અત્યંત સરળ, નિષ્કપટ અને નિર્મળ હતા અને બાળકના જેવી નિર્દોષ ભાવનાવાળા દેખાતા. કોઈના તરફ દ્વેષભાવ તેમણે જિંદગીમાં દાખવ્યો નથી. તેમના મોઢેથી ક્યારેય પણ કોઈની કશી નિંદા સાંભળી નથી. એવા પ્રસંગમાં તેઓ તદ્દન ઉદાસીન અને મૌન રહેતા. તેઓ 'સત્'ના ઉપાસક હતા, 'શક્તિ'ના નહિ. સત્ જીવન, સત્ સાહિત્ય અને સત્ સમાગમ તેમને સદા પ્રિય લાગતાં. જેનું બીજી રીતે ગમે તેટલું શક્તિશાળી વ્યક્તિત્વ હોય, જે ગમે તેટલો શક્તિશાળી લેખક હોય કે ગમે તેટલો શક્તિશાળી કાર્યકર હોય, પરંતુ જો તેના જીવનમાં 'સત્'નો સદ્ભાવ ન હોય તો કરુણાશંકરને મન તે ઉપેક્ષણીય અને અનાદરણીય.

એમનું હૃદય અત્યંત ભાવુક અને આર્દ્ર હતું. કોઈ પણ સદ્‌ભાવ અને સદ્‌વિચાર વાંચીસાંભળી તેઓ ગદ્‌ગદ્ થઈ જતા. છતાં તેમનું જીવન શૌર્યપૂર્ણ હતું. શિક્ષકસુલભ નિર્માલ્યતાનો અંશ પણ તેમના જીવનમાં ન હતો. સદા ઉત્સાહ અને સદા આનંદમાં તેઓ મસ્ત રહેતા. ૭૦ વર્ષની વયે પણ તેમનું મન યૌવનપૂર્ણ દેખાતું અને તેમનું કાર્ય પણ તેવું જ વેગવાન ચાલતું. 'કરુણા'ની મૂર્તિ હોઈને પણ તે 'શંકર' સ્વભાવના હતા. એ પરમ સુહૃદ 'કરુણાશંકર'ના કર્મયોગી આત્માને પરમાત્મા પરમ શાન્તિ આપો!

મુનિશ્રી જિનવિજયજી

શરત્પૂર્ણિમા, વિક્રમ સંવત ૧૯૯૯



# કરુણાશંકર ગુરુજી અને કોસિન્દ્રા આશ્રમ

પૂર્વે દૂર ફેણાઈ માતાનો પહાડ, ઉત્તરે પાવાગઢની ગિરિમાળા, દક્ષિણે હેરણ નદીનો વિશાળ પટ અને પશ્ચિમે નદીના વહેણનો વળાંક – આવાં પ્રકૃતિનાં દૃશ્યો વચ્ચે નદીની એક ઊંચી ભેખડ ઉપર કોસિન્દ્રા ગામનો આશ્રમ હતો. આ આશ્રમ એટલે એક સાદી ઝૂંપડી – જીર્ણપ્રાય. આ મઢૂલીની આગળ થોડી ખુલ્લી જમીન, જ્યાં વિદ્યાર્થીઓ વ્યાયામ કરી શકે તેમ જ રમતો રમી શકે. આશ્રમ ગામના દક્ષિણ છેડે આવેલો હતો.

સવારનો વખત થાય, આશ્રમનો ઘંટ વાગે અને દૂરથી ધોળાં સ્વચ્છ વસ્ત્રોમાં સજ્જ થયેલાં બાળકબાળિકાઓ કલ્લોલતાં આવે. બધાં આવી જાય એટલે સૌ પોતપોતાને સ્થાને ગોઠવાઈ જાય, અને પછી આછા સ્વરથી પ્રાર્થના શરૂ થાય. ત્યાર પછી સૌ સૌના વર્ગમાં ચાલ્યાં જાય.

એક વાર અમદાવાદથી કેટલાક નિમંત્રિત મહેમાનો

કોસિન્દ્રા ગયા. અમદાવાદથી વડોદરા, વડોદરાથી ડભોઈ, ડભોઈથી છૂંછાપુરા, છૂંછાપુરાથી ભાટપુર થઈ ત્યાંના સ્ટેશનેથી મોટરમાં બેસીને આશરે કલાકમાં કોસિન્દ્રા પહોંચ્યા કે તરત તેમનુ સ્વાગત કરવા માટે વિદ્યાર્થીઓ અને ગામના અમુક અગ્રગણ્ય સજ્જનોનું ટોળું ઊભેલું. મહેમાનો, વિદ્યાર્થીઓ અને સજ્જનોનું એક નાનકડું સરઘસ બની ગયુ! આશ્રમમાં પહોંચ્યા તો ત્યાંના કુલગુરુ (આશ્રમના અધિદેવતા સ્વ. કરુણાશંકર) પ્રસન્નવદને સ્નેહાળ અને ભર્યુંભર્યું ગુલાબી સ્મિત કરતા બેઠા હતા. "આવો, આવો" કહીને બધાંયને આશ્રમમાં બિછાવેલા ખાટલાઓ ઉપર બેસાડ્યા. એકબીજાંનું ઓળખાણ થયું. કરુણાશંકર બોલ્યા: "એ તો શહેરનાં માણસ, ભૂખ ઓછી લાગે, કેમ નહિ?" ત્યાં તરત જ જમવાનું નોતરું આવ્યુ. પરવારીને આવ્યા ત્યાં સૂવાની બધી વ્યવસ્થા થઈ ગયેલી.

બીજે દિવસે સવારે આંખ ઉઘાડી તો જોયું કે સામે કેણાઈ માતાની પાછળથી સૂર્યની આભા ફેલાઈ રહી છે, અને ઉષાનો લાલ વાવટો ફરકી રહ્યો છે. દાતણપાણી, શૌચ વગેરે પતાવીને અમે બેઠા કે ચાપાણી માટે નિમંત્રણ આવ્યું. કોસિન્દ્રા ગામના એક અગ્રણીને ત્યાં જવાનું હતું. ચાલતાં ચાલતાં અમારી નજર ગામની દીવાલો ઉપર પડી. દીવાલો પર મોટા સ્પષ્ટ સુન્દર અક્ષરોમાં અમરકોશના શ્લોકો લખેલા જોયા. જ્યાં જ્યાં જુઓ ત્યાં ત્યાં જુદા જુદા શ્લોકો. કેટલાંક

ઘરમાં પેસતાં બારણાની ઉપર કોઈ સંસ્કૃત કે ગુજરાતી સૂત્રવાક્ય લખેલું જણાતું. જેમને ત્યાં જવાનું હતું ત્યાં ગયા તો સૌથી પ્રથમ દૂધના પ્યાલા આવ્યા. ગુરુજી તો અમારી સાથે જ હતા. દૂધ પછી ચા આવ્યો. ચાપાણીથી પરવારીને આશ્રમમાંથી પાછા ફર્યા. આશ્રમના વિદ્યાર્થીઓને કોઈ કામમાં પરોવાઈ ગયેલા જોયા. પાછળથી અમને ખબર પડી કે शिष्टागमने अनध्यायः, એટલે કે ભદ્ર મહેમાન આવે એટલે છૂટી, અને એ દિવસે મહેમાનો રૂપી જીવન્ત પુસ્તકનો અભ્યાસ કરવાની ત્યાં પ્રથા પડેલી. મહેમાનોની રહેણીકરણી, એમના હાવભાવ, એમનો ગમોઅણગમો, એમનું હલનચલન, એમની અરબરા – એ બધું અભ્યાસનો વિષય બનતું. ગુરુજી અમારા બધાંનાં કથનોને, વિચારોને, વાતચીતમાં નીતરતી અમારી સહજ સરળ – અમને ખુલ્લા કરતી – વાતોને પ્રેમપૂર્વક હસીને વધાવી લે. ટૂંકમાં, અમારું હાર્દ પિછાનીને – જે શક્તિ ગુરુજીમાં અજોડ હતી – તેનો બધા વિદ્યાર્થીઓ રસપૂર્વક સંસ્પર્શ મેળવે, એ પ્રકારે ચારે બાજુ યુક્તિપૂર્વક હિલચાલ થતી. ગુરુજી મોટે ભાગે મૌનથી પરંતુ કોઈ વાર એકાદ માર્મિક સૂચનથી વિદ્યાર્થીઓમાં પ્રાણસંચાર કરતા.

બપોરે ખાઈપરવારીને અમે બેઠા હતા. ધીરે ધીરે વિદ્યાર્થીઓ આવવા લાગ્યા અને અમારી આસપાસ ગોઠવાઈ ગયા. ગુરુજીએ કેટલાક વિદ્યાર્થીઓને અમુક કવિતાઓ ગાવાનું કહ્યું. આમ કવિતાઓ ગાતાં ગાતાં ‘કલાપીનો

કેકારવ ' મંગાવ્યો. તેમાંથી ' ભરત ' નામની કવિતા એક વિદ્યાર્થીને વાંચવા આપી. તે વિદ્યાર્થીએ થોડું વાંચ્યું ત્યાં ગુરુજી કહે : ' ત્યારે ભરતની ઉંમર કેટલી હશે ? તેની જટા પીળી કેમ હતી ? ' ત્યાર પછી અમારામાંથી એકાદને તે વાંચવાની ફરમાશ થઈ. ' ભરત ' પછી ' હમીરજી ગોહેલ 'નો એક પ્રસંગ વંચાવ્યો. તેમાં ભીલ લોકો રાજકુમારનું કેવું ભાવભર્યું સ્વાગત કરે છે તે પ્રસંગ નીકળ્યો. અમારી મુખમુદ્રા તરફ ગુરુજી ખૂબ ચીવટથી, અને છતાં અમે ન જાણી શકીએ તે રીતે જોતા હતા. અમારામાંથી એક ભાઈ બોલી ઊઠયા : " આ બધું અમને જ લાગુ પડે છે. " ગુરુજી ખડખડાટ હસી પડયા. આ પ્રમાણે ' શિક્ષણનો ઇતિહાસ ', ' નૂરજહાં ', ' ભીષ્મ ', ' રાઈનો પર્વત ' એમ કેટલાંય પુસ્તકોમાંથી છૂટુંછવાયું વાચન પ્રશ્નો સાથે થયું.

આમ તદ્દન નિર્દોષ ભાવે સહજ રીતે વિદ્યાર્થીઓ અમારી સાથે ભળી જવા લાગ્યા, અને અમે વિદ્યાર્થીઓમાં રસ લેતા થઈ ગયા. અમને પેલો ભવભૂતિનો શ્લોક યાદ આવ્યો કે સઘળા પદાર્થોને કોઈ ન કળી શકે એવો હેતુ સાંકળે છે. આ પ્રમાણે જુદી જુદી વ્યક્તિઓનો જુદો જુદો રસથાળ વિદ્યાર્થીઓ આગળ ધરવાથી કેવી જાતનું એક અકલ આદાનપ્રદાન, સંસ્કારનું ઘડતર થાય છે, એ વાત અમને પહેલવહેલી કંઈક સમજાઈ.

× × ×

તે વખતે અમારો મારંગપુરનો અખાડો સારંગપુર દરવાજાની બહાર, અત્યારે જ્યાં ગજ્જરની લાટીની પાસે હોટલ છે તેની અંદરના ભાગમાં હતો. અખાડાના છાપરાની પાસેના મકાનમાં, પહેલાં જ્યાં નેટિવ હાઇસ્કૂલ બેસતી ત્યાં તે વખતે નવજીવન કાર્યાલય હતું. આખા અમદાવાદમાંથી અને ખાસ કરીને ખાડિયા જિલ્લામાંથી ઘણાં બાળકો તેમ જ કિશોરો એ અખાડાનો લાભ લેતાં. કરુણાશંકર તે વખતે સારંગપુર સરકીવાડમાં રહેતા, તેથી તેમના દીકરાઓ પણ એ અખાડામાં આવતા. પોતે આવીને કોઈ ને પણ ખબર ન પડે તેવી રીતે નવજીવન કાર્યાલયની નિસરણીની પાછળ બેસીને અમારા વ્યાયામકાર્યનું સૂક્ષ્મ અવલોકન દરરોજ કરતા. પુરાણીભાઈ ઓની આ વ્યાયામપ્રવૃત્તિ તરફ તેમને ઘણો આદરભાવ હતો. એક વાર તેમના એક મિત્રે તેમને પૃછયું, “ સાંજે તમે અખાડામાં જઈ ને બેસી રહો છો તેના કરતાં અમારી સાથે માધવબાગમાં ફરવા આવતા હો તો ? ” કરુણાશંકરે કહ્યું, “ હું તો ગૂજરાતના ભાવિ પુષ્પો ખીલતાં જોઉં છું. ત્યાં મને ઘણી મઝા પડે છે. ”

ગૂજરાતનાં આ ભાવિ ફૂલોમાથી તેમણે પોતાને મનગમતાં કેટલાંક પસંદ કરી લીધાં અને તેમના અંદરની ફોરમ પામવા પોતે તેમનો પરિચય સાધવા લાગ્યા. આથી જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે ત્યારે “ કોસિન્દ્રા આવો ” એમ કહેવાનું તેઓ ચૂકતા નહિ. અમારા મનમાં તે વખતે કલ્પનાએ કોસિન્દ્રા

આશ્રમનું એક સુન્દર ચિત્ર ખડું કર્યું હતું. ત્યાં જવાને અમને ઘણી વાર તાલાવેલી થવા લાગી.

થયું પણ અમને ગમતું જ. એક દિવસ અમને સમાચાર મળ્યા કે રવીન્દ્રનાથ ટાગોરના આશ્રમમાંથી એક બંગાળી વિદ્વાન કોસિન્દ્રા આવેલ છે, તો અમારે પણ ત્યાં જવું. આ તકનો લાભ લઈને અમે ત્યાં ગયા, તો ખબર પડી કે કોસિન્દ્રાથી થોડે છેટે કાશીપુરા નામે ગામે તેઓ ગયેલ છે. અમે ત્યાં ગયા. સવારનો નખત હતો. નદીને કિનારે આવેલી એક વૃક્ષની ઘનઘટાની વચ્ચે જાણે કે તપસ્વીમંડળ બેઠું હોય તેમ બાળકો, સ્ત્રીઓ અને વૃદ્ધોનું એક મંડળ બેઠેલું. અપૂર્વ શાન્તિ હતી. અમને દીઠા કે તરત જ કરુણાશંકરે "આવો, આવો" કહીને એક અમીઝરતી મીટથી અમને સત્કાર્યા. એક પળ માટે શાન્તિ ક્ષુબ્ધ થઈ ગઈ. પેલા બંગાળી વિદ્વાને અમારા તરફ નજર કરી. શરમાઈને અમે બેસી ગયા.

બંગાળી વિદ્વાનનું પ્રવચન શરૂ થયું. વચ્ચે વચ્ચે બંગાળી આવે, પરંતુ બધું થતું હિન્દીમાં. અમને તો નવું. નવું જણાયું. કોઈ વાર પણ આવું દીઠેલું નહિ ને! રવીન્દ્રનાથના કોઈ કાવ્યનો ઉલ્લેખ આવે, બાઉલની વાત આવે, વેદના કોઈ મન્ત્રોનું ઉચ્ચારણ થાય, કુમારસંભવના કોઈ શ્લોકનું વિવરણ થાય, ઉપનિષદનાં સૂત્રો આવે, કબીર, દાદુ વગેરે ભક્તોની વાણી આવે. વચ્ચે વચ્ચે પેટ

પકડીને હસાવે એવો એકાદ ટૂચકો મૂકે—એમ એમની વાણીની ધારા મૃદુગંભીર ભાવે વહેતી ચાલી. જેવા માણસ નવા હતા, તેવી તેમની વાતો પણ નવી નવી લાગી. કૉલેજની દીવાલોમાં આવું સાંભળેલું જ નહિ! ઘણું સમજાતું નહિ, પરંતુ અજાણ્યે કોઈ કોઈ વાર પ્રાણ ભર્યોભર્યો થઈ જતો, કોઈ ઋષિનાં જાણે કે બાળકો હોઈએ એવો ભાવ ઉત્પન્ન થઈ જતો! કરુણાશંકર ગુરુજી અમારી તરફ વારંવાર જોયાં કરતા.

પ્રવચન પૂરું થયું એટલે કરુણાશંકરે અમને બધાને ઓળખાવ્યા. અમને પણ ખબર પડી કે તે વિદ્વાનનું નામ હતું ક્ષિતિમોહન સેન. મને તે વખતે ક્યાંથી ખ્યાલ હોય કે તે જ મારા ભવિષ્યના શિક્ષાગુરુ થવાના છે!

બધા વિખેરાઈ ગયા. જમવાનો સમય થયો. મોટી પંગત પડી. ક્ષિતિબાબુએ કરુણાશંકરને કહ્યું: “માસ્તરજી, આટલી બધી ધમાલ કેમ કરો છો?” કરુણાશંકર તો ખડખડાટ હસી પડ્યા અને કહ્યું: “બાબુજી, મારે કરવાનું મેં કર્યું અને કરીશ; હવે બધું સોંપ્યુ આપને. આપ ફાવે તેમ કરી શકો છો.”

“પણ સાદુંસીધું કાંઈ બનાવી દીધું હોત તો કેવું સારું!”

“હાસ્તો; પણ અમારે મન એમ કે દેવને જેવો પ્રસાદ ધરીએ તેવો પ્રસાદ પામીએ.”

"એ તો ભાવની વાત છે; એની ક્યાં અહીં ખામી છે?"

"આપની કૃપા. આપ આશીર્વાદ કરો કે આથીય સરસ આતિથ્ય આ લોકો કરે."

જમીપરવારીને કરુણાશંકર અમારી પાસે આવ્યા. આશ્રમના વિદ્યાર્થીઓ પણ ચારે બાજુ એકઠા થયા. અમને કહ્યું, "રસ્તે મુશ્કેલી તો નથી પડી ને? બીજા બધા ભાઈઓ કેમ ન આવ્યા?" એમ કરતાં કરતાં અમને બોલતા કરી દીધા. અમારી અંગત તેમ જ કુટુંબની કેટલીક વાતો પૂછીને કહ્યું: "તમે બધા તો ભણેલા છો એટલે તમને બાપુજીની વાતમાં ઘણો જ રસ આવશે. અમને તો ઘણું સમજાતું નથી. પ્રયત્ન કરીએ છીએ તેમ તેમ મઝા પડતી જાય છે." અમે તો આ સાંભળીને ભોંઠા પડી ગયા, કારણ કે એ શબ્દોમાં જ અમારા અંતરનો પડઘો હતો.

તેમની સાથેના પરિચય પછી ઘણાંય વર્ષો વીતી ગયાં. શિક્ષણ વિષેનું તેમનું એક સૂત્રવાક્ય "नक्शा हुकुम इमारत चले, वृक्ष चले निज लीला।"–(ઇમારત નકશા પ્રમાણે ચણાય છે, પરંતુ વૃક્ષ પોતાની લીલા પ્રમાણે વધે છે.) તેમના જીવનથી અમને સ્પષ્ટ સમજાયું છે. અમે એમને સદાય પોતાની લીલામાં મગ્ન જોયા છે. કોઈ પણ વિદ્યાર્થીને જોતાં તેમને હર્ષ થતો, અને સાચા વિદ્યાર્થીને જોતા તો મેં ખરેખર તેમને પુલકિત થતા જોયા છે. મને લાગ્યું કે

વિદ્યાર્થી શબ્દનું ગૌરવભર્યું માન તેમણે મરણ પર્યંત ઉપાસનાથી સાચવ્યું છે. કોઈ પણ શાળામહાશાળાના વિદ્યાર્થીને, સાક્ષર કે વિદ્વાનને તેમના સંગથી પ્રાણસ્પર્શ નહિ થયો હોય એવું ભાગ્યે જ બન્યું હશે. જ્યાં જાય ત્યાં બોલે કે ન બોલે પણ તેમનું વાતાવરણ જામી જતું. એ વાતાવરણમાં હરકોઈ મુક્ત વિહાર કરી શકતું અને છતાંય તેમની એક ન સમજાવી શકાય તેવી ગંભીર છાપ રહ્યાં કરતી.

કોસિન્દ્રાથી અમે છૂટા પડયા ત્યારે અમને તેમણે કહ્યું: "હવે તો આશ્રમ તમારો છે, એટલે ગમે ત્યારે આવી શકાય છે." પછી કોઈને ઉદ્દેશીને કહ્યું: "ઓળખાણની જરા તપાસ કરો." અમને તે વખતે કાંઈ ન સમજાયું પણ પછી ખબર પડી કે ઓળખાણ એટલે તેમની પરિભાષામાં ખર્ચ.

"આવજો, આવજો" કહીને અમને વળાવ્યા. અત્યારે પણ જાણે કે ચિદાકાશમાં એ શબ્દો સંભળાય છે, પરંતુ તે બોલનાર વ્યક્તિ તો ગઈ! કયાં ગઈ?

આજે એ આશ્રમ નથી, ગુરુજી પણ નથી. છે માત્ર તેમનો પ્રાણસ્પર્શ પામેલા તેમના શિષ્યો. એ શિષ્યોને જ્યારે જ્યારે મળું છું, ત્યારે ત્યારે તેમના સ્વભાવના મૂળમાં અભિસિંચન કરતી તે ભાવમૂર્તિને અંદરથી વંદું છું.

જયન્તીલાલ આચાર્ય



# સ્મૃતિતર્પણ

આ યુગમાં આપણા જીવનમાં પશ્ચિમના સંસ્કારોએ અને સંસ્કૃતિએ ઘણી ઊંડી અસર કરી છે. અનેકવિધ ક્ષેત્રોમાં પાશ્ચાત્ય પ્રજાની જે અસર થઈ છે તેમાં કેળવણીએ એક અસાધારણ સ્થાન પ્રાપ્ત કર્યું છે, તે નિઃસંદેહ છે. પશ્ચિમની અસર નીચે આદર્શ શિક્ષણના જે પાયા રચાયા તેમાં અધ્યાપક વર્ડ્ઝવર્થનું સ્થાન અનન્ય છે. અધ્યાપક વર્ડ્ઝવર્થ, કવિ વર્ડ્ઝવર્થના પાત્ર થાય. તેમની સીધી અસર નવી પેઢીના સાક્ષરો ઉપર થઈ તેમા ગો. મા. ત્રિપાઠી, રમણભાઈ મ. નીલકંઠ, મણિલાલ નભુભાઈ, મણિશંકર રત્નજી ભટ્ટ વગેરેનો સમાવેશ થઈ જાય છે. આ વ્યક્તિઓએ અધ્યાપક વર્ડ્ઝવર્થની દોરવણી નીચે એલ્ફિન્સ્ટન કૉલેજમાં ઉત્તમ તાલીમ લીધી અને તેમની પાસેથી પ્રેરણા પણ પામ્યા. આના પરિણામે ગુજરાતી સાહિત્યમાં વિદેશી સાહિત્યનાં ઘણાં નવાં તત્ત્વો ઉમેરાયાં અને ગુજરાતી સાહિત્યમાં કવિતાના નવા પ્રયોગો આરંભાયા.

ઉત્તમ શિક્ષણ પ્રાપ્ત કરી, તેને ઉત્તમ રીતે જીવનમાં ઉતારી કૃતાર્થ થનાર વ્યક્તિઓમાં સ્વ. કાન્તનું સ્થાન મોખરે છે. વડોદરાની પુરુષોની ટ્રેનિંગ કૉલેજમાં કાન્તની અસાધારણ શિક્ષણપ્રણાલીથી જે જે વિદ્યાર્થીઓ દીક્ષિત થયા તેમાં સ્વ. કરુણાશંકરનું સ્થાન અપૂર્વ છે. અધ્યાપનકાર્યને સમૃદ્ધ કરનાર કાન્તનું ચિત્ત કરુણાશંકરમાં ચોંટ્યું. કરુણાશંકર તરફથી કાન્તને સુંદર પ્રતિધ્વનિ મળ્યો. પરસ્પરના પરિચયથી તેમનાં હૃદયોનું સાન્નિધ્ય વધ્યું. પછી તો તે ઉત્તરોત્તર વધતું જ ગયું. તેમના સંબંધમાં ગુરુભક્તિ હતી, મિત્રોચિત સમભાવ હતો, સુખદુઃખમાં એકબીજાની ભાગીદારી હતી, વિચારોનો મુક્ત વિનિમય હતો. કરુણાશંકરની ગુરુભક્તિમાં ગૌરવ હતું, મૈત્રીમાં ગંભીરતા હતી, સુખદુઃખમાં કરુણાશંકર કાન્તનું આશ્વાસન હતા. અનેક પરિતાપોથી તપેલું કાન્તનું હૃદય તેમનામાં ઠરતું અને શાન્તિ અનુભવતું. કાન્તની યશસ્વી શિક્ષક તરીકેની કારકિર્દીથી કરુણાશંકરનું સાચું બ્રાહ્મણ-હૃદય અધ્યયન અને અધ્યાપનમાં વિશેષ ભાવે ઠર્યું. નોકરીમાં પણ શિક્ષણના ઉન્નત આદર્શોને સાચવવા તેમણે સ્વેચ્છાએ શિક્ષણધર્મ સ્વીકાર્યો અને એટલા જ માટે તેમના અધ્યયન અને અધ્યાપનમાં અદમ્ય ઉત્સાહ હતો. જ્યાં જ્યાં શિક્ષકોના ગૌરવને ઘવાતું તેમણે જોયું છે ત્યાં ત્યા તેમનું કોમળ હૃદય દ્રવી ઊઠ્યું છે, અને યથાશક્તિ સ્થળકાળને અનુસરીને તેનો તેમણે પ્રતિકાર પણ કર્યો છે.

વિદ્યાર્થીઓના જીવનને સંસ્કારી અને ઉત્તમ બનાવવાની તેમની ઇચ્છા તીવ્ર હતી. તેઓ ઇચ્છતા કે ખેડૂતનો દીકરો વિદ્યા– અને સંસ્કાર-સંપન્ન થઈ તેના બાપદાદાનો ધંધો ઉત્તમ રીતે કરે. તેમાં જ તેના જીવનનો તેઓ ઉત્કર્ષ માનતા.

મિત્રોની પસંદગીમાં તેઓ બહુ જ ભાગ્યશાળી હતા. ઘણે સ્થળે તેમણે આદર્શ મિત્રો કર્યા હતા. દરેક મિત્ર તેમને સગા ભાઈની જેમ ગણતા. તેમનો અરસપરસનો પ્રેમ અનુકરણીય હતો. દરેકના સુખદુઃખમાં તેઓ ભાગીદાર હતા. મિત્રોના અને વાતોના તેઓ રસિયા હતા. મિત્રવૃંદમાં શોભતા કરુણાશંકર જેમણે જોયા હશે તેઓ તે દૃશ્ય કદી ભૂલી શકે નહિ: તેમાં ખાસ કરીને ખેડૂતવર્ગમાં. તેમની વાતો નો પાર ન હતો. તેઓ એકમાંથી બીજીમાં અને બીજીમાંથી ત્રીજીમાં સરી જતા. કોઈને લાગે કે આટલું બધું વિષયાન્તર કેમ થતું હશે? ખરી રીતે એ વિષયાન્તર વિષયાન્તર નહીં પણ જ્ઞાનગંગાની જુદી જુદી શાખાઓની જેમ હોય છે. તેઓ મુખ્ય વાતના સૂત્રને હાથમાં રાખીને જ વાતો કરતા, અને તેને બહલાવતા. 'शब्दकल्पद्रुम' પણ તેમનો મિત્ર હતો. તેનો લાભ તેમણે બહુ લીધો. કોઈ પણ નવો શબ્દ બાળક આગળ મૂકવો હોય તો તેની પૂર્વતૈયારીમાં તેમનો ઘણો કાળ વહી જતો. શા માટે મૂકવો, કેવી રીતે મૂકવો, વગેરે કેટલાય પ્રશ્નોની પરંપરા તેમના હૃદયમાં રમી જતી. એ માત્ર ઉત્તમ શિક્ષક જ નહિ પણ ગુજરાતી

સાહિત્યના ઉત્તમ અભ્યાસી હતા, અને એ જીવ્યા ત્યાં સુધી અભ્યાસી રહ્યા હતા. તેમનામાં જ્ઞાનપ્રાપ્તિની તીવ્ર ઇચ્છા હતી. અધ્યયન અને અધ્યાપનમાં તેઓનું આત્મવિસર્જન હતું. આમાં સ્થળ અને કાળનાં વિઘ્નો તેમને નડતાં નહીં. કર્તવ્યમાં આત્મવિસર્જન એ એમનો સિદ્ધાંત હતો. તેમનો સમય તેમના પ્રિય વિષયો—ધર્મ, નીતિ, તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતમાં વ્યતીત થતો. તેમને બંગાળી ભાષાનું જ્ઞાન પણ બહુ સારું હતું; અને તે થયું એ રીતે કે ટાગોર જેવાનાં કાવ્યો ભાષાન્તરમાંથી નહીં પણ મૂળ બંગાળીમાં જ વાંચવાં જોઈએ, એ લોભમાંથી એ બંગાળી શીખ્યા; અને પછી તો તેમણે બંગાળી ભાષામાંથી બીજું ઘણું સાહિત્ય વાંચ્યું. ઘણી વાર ગુજરાતી ભાષા અને બંગાળી ભાષા વચ્ચેનું સામ્ય તેઓ એટલું બધું સ્પષ્ટ કરી બતાવતા કે આપણને એમ જ થઈ જાય કે આપણે પણ માત્ર બંગાળી લિપિ શીખીને તેનું મહાન સાહિત્ય વાંચી શકીએ. તેમને શ્રીયુત ક્ષિતિમોહન સેનનો પરિચય થયો. ક્ષિતિમોહન સેન તો જંગમ તીર્થ જેવા છે. એમની જ્ઞાનગંગાનો ઉત્તમ લાભ તેમણે ગુજરાતને અપાવ્યો. ક્ષિતિબાબુને ઘણે દૂર કોસિન્દ્રા સુધી પણ તેઓ લઈ ગયા. આ ગામ ગૂજરાતને ખૂણે હરિણી નામની સુન્દર નદીને કિનારે આવેલું છે અને રેલવેથી ઠીક ઠીક દૂર છે. આખું ગામ કરુણાશંકરને પ્રિય થઈ પડ્યું હતું અને આખા ગામને કરુણાશંકર પ્રિય થઈ પડ્યા હતા. ક્ષિતિબાબુ જ્યારે

કરુણાશંકરભાઈ જોડે કોસિન્દ્રા ગયા ત્યારે ઠેઠ ચીનથી આણેલું એક કમંડળ (ભિક્ષાપાત્ર) તેઓ તેમની સાથે લેતા આવ્યા હતા. એ કમંડળ હિન્દુસ્તાનમાંથી ચીનમાં ગયેલા એક સાધુનું હતું અને એ સાધુએ મરતી વખતે આ કમંડળ પોતાને સ્વદેશ મોકલી દેવાની ઇચ્છા વ્યક્ત કરી હતી. સાધુ હિન્દુસ્તાનના કયા ભાગના હતા તે ખબર ન હતી એટલે ક્ષિતિમોહને એને કરુણાશંકરભાઈથી પાવન થયેલા અને પ્રેરણા પામેલા આ કોસિન્દ્રા ગામને એ પવિત્ર સ્મૃતિચિહ્ન ભેટ ધર્યું હતું. તે આજે પણ ત્યાં સુરક્ષિત છે. 'તાજમહાલ' પરનું અને એવાં બીજાં ગુરુદેવનાં સુન્દર કાવ્યો તેઓ મિત્રો આગળ વાંચતા અને એ રીતે મૂળ કાવ્યના હાર્દનો પરિચય કરાવતા.

આતિથ્યમાં તેઓ આર્ય આદર્શને પાળતા અને અતિથિને દેવ ગણતા. જેમણે એમના અતિથિપરાયણ સ્વભાવનું દર્શન કર્યું હશે તે જ સમજી શકશે કે તેમના આતિથ્યમાં કેટલી બધી ઉદારતા હતી. સ્વ. રવીન્દ્રનાથ તેમના આદર્શ પુરુષ હતા. જીવનમાં સદાકાળ એમણે સૌન્દર્યનું પાન કર્યું છે. સખત અંગત દુઃખોમાં પણ એમણે ધીરજ છોડી નથી, એનો હું પ્રત્યક્ષ સાક્ષી છું. અસહ્ય પરિતાપોમાં તવાવા છતાં એક ક્ષણ વાર પણ તેમણે સ્થિતપ્રજ્ઞતા ગુમાવી નથી. આદર્શ જીવનનું અનુસરણ તેમને માટે બહુ જ સ્વાભાવિક હતું. આનંદમય જીવન કેમ વિતાવવું, સૌન્દર્યપ્રાપ્તિમાં કેમ મહાલવું એ જોવું હોય તો એમનું જીવન જોવું એમ કહી શકાય એવું હતું.

મધરાતે ખીલેલા ચંદ્રને જોઈ તેઓ પ્રસન્ન થતા. પાસે સૂતેલા મિત્રને સૌન્દર્યનું દર્શન કરાવવા માટે તેઓ જ ગાડતા. મિત્રો પણ જાગતા. તેમની આનંદગોષ્ઠિમાં રાત્રિની ઘડીઓ વહી જતી અને પ્રભાત થતું.

તેઓ બહુ જ પ્રેમાળ હતા. બધાંને તેઓ ચાહતા. તેમનામાં તામસ તો હતો જ નહિ. કદી તેઓ કર્તવ્યચ્યુત થયા નથી. શિક્ષણમાં તેમને બહુ જ ચીવટ હતી. કોઈ વાર પૈસાનું દુઃખ તેમણે કોઈને કહ્યું નથી. ગુજરાતનું ગૌરવ હંમેશાં તેમના હૃદયમાં વસેલું હતું. શિક્ષણમાં તેઓ તપસ્વી સમાન હતા. આદરેલું કામ તેઓ સર્વાંગસુંદર રીતે પાર પાડતા. તેમના દસ્કત બહુ જ સુન્દર હતા. કોઈ વાર છાપેલા અક્ષર કરતાં પણ સુન્દર હતા.

અધ્યયન અને અધ્યાપનમાં તેમની લખેલી 'નોટ્સ' અને તેમની શિક્ષણશૈલી શિક્ષકવર્ગ માટે ભગવદ્ગીતા જેવાં છે. તેઓ શિક્ષણધર્મને અનન્ય માનતા. તેઓના ચોવીસે કલાક આનંદમાં વ્યતીત થતા. કાર્યમાં કદી તેઓ વિરમ્યા નથી. વિદ્યાર્થીઓને શિખવાડનાર તરીકે તેઓ અદ્વિતીય હતા. શિક્ષકનો ધર્મ તેમણે એકનિષ્ઠાથી બજાવ્યો હતો. બધા મહાન પુરુષોનાં જીવનચરિત્રોનો તેમણે ઊંડો અભ્યાસ કર્યો હતો. ગાંધીજી સાથે પણ એમણે ઘણી ચર્ચા કરી છે. કાવ્યમાંથી આનંદ લેતાં તેઓ સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ દ્વારા શીખ્યા

હતા. કાન્તે અનેક દીવા પ્રગટાવ્યા તેમાં સ્વ. કરુણાશંકર સાથી મુખ્ય છે.

કોસિન્દ્રામાં તેમણે પોતાના આદર્શ પ્રમાણે એક આશ્રમ સ્થાપ્યો. અપૂર્વ શ્રદ્ધાથી લોકોએ હજારો રૂપિયા આ સંસ્થામાં આપ્યા. ગામની જે ગૂંચો કોર્ટે ચઢતાં પણ ન પતે તે તેમના માત્ર એક વાક્યથી દૂર થતી, અને બંને પક્ષોમાં સુંદર સમાધાન થતું. એમની ગમ્ભીરા અને પેટલાદની કારકિર્દી પણ એવી જ ઉજ્જવળ છે.

શેઠશ્રી અંબાલાલ સારાભાઈના કુટુમ્બમાં એ દૂધમાં જેમ સાકર ભળે છે એમ ભળી ગયા હતા. ત્યાં એમણે શેઠ સાહેબનું માન પ્રાપ્ત કરેલું એટલું જ નહીં પણ સરલાબહેનને માતા તરીકેની અમૂલ્ય સૂચનાઓ પણ લખી લખીને આપેલી. જે વિષય એમણે ત્યાં શીખવ્યા તથા જે પદ્ધતિથી કુટુમ્બનાં બાળકોને ભણાવ્યાં એ બધાની ચીવટપૂર્વકની નોંધો એટલી બધી સરસ છે કે જો તે પ્રસિદ્ધ થાય તો ગુજરાતમાં શિક્ષણ-સાહિત્યને લગતું બહુ વિદ્વત્તાપૂર્ણ સાહિત્ય આપણને મળે. ગુરુના જેવી સત્યનિષ્ઠાથી અને અનેક વાર કડવાં સત્ય કહી કહીને તેમણે પોતાના વિદ્યાર્થીઓને અને વિદ્યાર્થીઓનાં માબાપને ઘણું મર્મવેધક લખાણ નોટો ભરી ભરીને આપ્યું છે. એ સ્પષ્ટવક્તા હતા અને ખરાને ખરું કહેતાં બિલકુલ પોતાના સ્વાર્થનો વિચાર કરતા નહીં.

તેમણે ચોવીસે કલાકનો હિસાબ પ્રભુ પાસે નીડરપણે આપ્યો હશે. જીવનની કોઈ પણ ક્ષણ એમણે નકામી વિતાવી નથી. વિદ્યાદાન એ એમનો ધર્મ હતો, મિશન હતું. આ ધર્મ બજાવતાં તેમણે જે જે દુઃખો વેઠવાં પડયાં તે તે બધાં તેઓ શિવના વિષપાનની જેમ ઘોળી પી ગયા, અને પોતાનો શિક્ષણ-ધર્મ બજાવી ધન્ય થયા. આમરણાંત તેઓ શિક્ષક હતા, અને એમાં જ જીવનનો ઉત્સર્ગ કરી આ લોકમાંથી પરલોકમાં તેઓ ગયા છે. એવા વિરલ પુરુષના અમર આત્માને પ્રભુ શાન્તિ આપો એટલી જ પ્રાર્થના.

ડા. હરિપ્રસાદ વ્ર. દેસાઈ



## સ્મરણાંજલિ

સ્વ. કરુણાશંકરભાઈ પોતાની પાછળ યશસ્વી કારકિર્દી મૂકી ગયા છે. શિક્ષણશાસ્ત્રમાં તેઓ નિષ્ણાત હતા. શિક્ષક હોવાનું તેમને અભિમાન હતું. આ કારણથી શિક્ષણવર્ગની જ્યાં જ્યાં ઉપેક્ષા થઈ છે, જ્યાં જ્યાં તેઓનું માનભંગ થયું છે, ત્યાં ત્યાં તેમણે ઘણું દુઃખ અનુભવ્યું છે અને યથાશક્તિ પ્રતિકાર પણ કર્યો છે. તેમની શિક્ષણપ્રણાલી જૂના ઋષિઓના જેવી હતી. પેટલાદ વગેરે સ્થળોએ તેમણે એકનિષ્ઠાથી પોતાનુ કર્તવ્ય બજાવ્યું છે. શ્રી સરલાબહેનના કુટુંબમાં તેઓ ઘણાં વર્ષો સુધી શિક્ષક તરીકે રહ્યા, પોતાની સેવાથી સર્વેનાં હૃદય આકર્ષ્યાં અને આખા કુટુંબનો સ્નેહ મેળવ્યો. તેમનુ જીવન શિક્ષણક્ષેત્રમાં એક હિંમતવાન પ્રયોગકાર જેવું હતું, તેથી ઘણી વાર તેઓ મર્યાદાઓને ઓળંગી આગળ જતા રહેતા. પરીક્ષાઓમા તેમને બિલકુલ વિશ્વાસ ન હતો. કેટલીક વસ્તુઓ તેઓ

અંતરજ્ઞાનથી સમજી શકતા. તેઓમાં દઢતા, ઉદારતા, કર્મનિષ્ઠા, બુદ્ધિના નિશ્ચયો અને નૈતિક હિંમત વગેરે ગુણો હતા. તેમનું વ્યક્તિત્વ કાંઈક નિરાળું હતું. શિક્ષણના ક્ષેત્રમાં તેમનું સતત ચિન્તન હતું. કેળવણીના ક્ષેત્રમાં તેઓ ભાવનાવાદી હતા. પરમાત્મા એવા એ મહાન આત્માને અમર શાન્તિ આપો.

રતિલાલ ત્રિવેદી



## અંજલિ

આજે આપણે એક દુઃખદ પ્રસંગે આપણી લાગણી વ્યક્ત કરવા ભેગાં થયાં છીએ. શ્રીયુત કરુણાશંકર માસ્તરના અવસાનથી માત્ર એમના મિત્રવર્ગ કે માત્ર એમના વિદ્યાર્થી-વર્ગને જ નહિ, પણ જેઓ એકાદ વાર પણ તેમના પરિચયમાં એક કે બીજી રીતે આવેલ હશે તે દરેકને ઘણું દુઃખ થયું હશે. તેમણે કદી જાહેરાત ઇચ્છી નથી એટલું જ નહિ, પણ તેઓ હમેશાં જાહેરાતથી દૂર રહ્યા છે. પણ એમનું સૌજન્ય જ એટલું હતું કે એક વાર પણ તેમના પરિચયમાં આવેલ તેમને હમેશાં મધુરતાથી સ્મરણમાં સંઘરી રાખે. તેમણે કોઈ પુસ્તકો લખ્યાં નથી, તેમ તેમણે કોઈ લેખો લખ્યા નથી કે જાહેરમાં વ્યાખ્યાનો આપ્યાં નથી; એમની વિશેષતા એક જ વાક્યમાં કહેવી હોય તો એમ કહેવાય કે તેમણે સતત જાગૃતિથી, એકનિષ્ઠાથી આખું જીવન પોતાનું કાર્ય કર્યું છે.

તેમણે આખું જીવન એક આદર્શ શિક્ષક થવા પાછળ ગાળ્યુ છે. આપણા દેશમાં શિક્ષકનો ધંધો હીન અને ઓશિયાળો થઈ પડ્યો છે; પણ તેમણે પોતાની ઉચ્ચ શક્તિઓથી તેને ગૌરવશાળી રાખેલો છે. મોટા કોટિપતિઓના સતત સમાગમમાં રહેતાં પણ તેમણે કદી દૈન્ય કે પરાધીનતા બતાવી નથી. એક શિક્ષકના હકની સ્વતંત્રતા તેમણે ભોગવી છે, અને પોતાના સત્ત્વથી સમાજના અનેક પ્રકારના થરોમાં અનન્ય પ્રતિષ્ઠા ભોગવી છે.

હું અમદાવાદમાં આવ્યો ત્યારથી તેમની પિછાનનું સદ્ભાગ્ય મને મળ્યું છે. મેં એમને પોતાના ઇષ્ટ માર્ગે સતત ચિંતન કરતા જોયા છે. એમણે અંગ્રેજી કે સંસ્કૃત ઝાઝું નહિ વાંચ્યું હોય, પણ કેવળ ઊંડો વિચાર કરવાની શક્તિથી તેઓ મહાન સત્યોને પોતાની રીતે પ્રત્યક્ષ કરી શકતા. કોઈ નવો વિચાર પોતાની સમક્ષ પ્રગટ થતાં તેઓ તેને તત્કાલ આત્મસાત્ કરી શકતા અને કેળવણીમાં તેનો વિનિયોગ પણ કરી શકતા. કેળવણીના નાનામાં નાના પ્રશ્ન પાછળ પણ દિવસોના દિવસો તેઓ મનન કરે એવો તેમનો સ્વભાવ હતો. સ્વપ્નમાં પણ વિદ્યાર્થીના ઇષ્ટના જ તેમને વિચારો આવતા હશે એમ કહી શકાય. તેઓ માત્ર બૌદ્ધિક કેળવણીની દૃષ્ટિએ જ સારા શિક્ષક હતા એમ નહિ, પણ પોતે સારા ચારિત્ર્યવાન હોઈ વિદ્યાર્થીને સ્વયમ્ સારા ચારિત્ર્યનો નમૂનો પૂરો પાડતા. તેઓ નાનામાં નાની બાબતને પણ

સત્ અસત્‌ની દૃષ્ટિએ જોતા. ગમે તેવા દુઃખમાં અને ભીંસમાં પણ તેઓ સન્માર્ગે જ ચાલ્યા છે. બાંધી આવક છતાં સજ્જનોની અને વિદ્વાનોની બરદાશમાં તેઓ બહુ ઉદારતાથી ખરચ કરતા જેને પરિણામે તેઓ સતત આર્થિક ભીંસમાં રહેતા. પોતે જાહેરમાં આવવા કરતાં પોતાના વિદ્યાર્થીઓ અને પોતાથી નાના મિત્રો જાહેરમાં આવે તેને માટે તેઓ હંમેશાં ઇન્તેજાર રહેતા. એમનું હૃદય ઘણું કોમળ હતું. સામાન્ય અન્યાય કે દુઃખથી પણ તેઓ ઘણો આઘાત પામતા. તેમણે ઘણું વેઠીને પોતાના સિદ્ધાન્તો પાળ્યા છે. તેમના જેવા આ જમાનામાં મળવા હવે દુર્લભ ગણાય.

રા. વિ. પાઠક



# શ્રદ્ધાંજલિ

આજે આપણે જે બધા ભેગા થયા છીએ તે બધા સ્વ. કરુણાશંકર માસ્તરના અત્યન્ત નિકટના છીએ, તેથી આપણે તેમના વિશે ઘણું જાણીએ છીએ. કરુણાશંકર માસ્તર એટલે એક આદર્શ શિક્ષકથી પણ ઘણા વધારે. તેઓ પ્રાચીન કાળના ગુરુ જેવા હતા. મને એમનો પરિચય સને ૧૯૧૫ પછી થયો. પછી તો અમારો પરિચય ઉત્તરોત્તર ગાઢ સ્વરૂપ લેતો ગયો. તેઓ કર્તવ્યપરાયણ હતા. એક જ કુટુંબનાં બાળકો માટે તેઓ એટલો બધો પરિશ્રમ ઉઠાવતા કે કોઈ પણ પ્રોફેસર કે શિક્ષક આ પ્રમાણે ન કરે. તેમના શિક્ષણની વિશિષ્ટતા એ હતી કે તેઓ બાળકના જીવનના સર્વતોમુખી ઉત્કર્ષને લક્ષમાં રાખીને અધ્યાપનકાર્ય બજાવતા. બાળકોનું યથાર્થ કલ્યાણ શેમાં સમાયેલું છે તે એમના શિક્ષણનું કેન્દ્ર હતું.

આજથી પચાસ વર્ષ પહેલાં જ્યારે તેઓ પહેલવહેલા કોસિન્દ્રામાં ગયા તે પ્રસંગ તેમના જીવનમાં ઘણો મહત્ત્વનો ગણાય. તે વખતના તેમના વિદ્યાર્થીઓ જે આજે ઘરડા થઈ ગયા છે તેમને પૂછીએ તો કરુણાશંકરના જીવનની

જુદી જ દિશાનું દર્શન થાય. કરુણાશંકર પ્રત્યેનો તેમનો પૂજ્યભાવ અનન્ય હતો. તેમના શબ્દોમાં તેઓને અજબ શ્રદ્ધા હતી. કરુણાશંકર પાસે તેઓ તેમનાં હૃદય ખોલતા અને સલાહ મેળવી ધન્ય થતા. તે વખતે કરુણાશંકર સરકારી નોકર હતા, પણ ત્યાર બાદ કેટલાંક વર્ષો પછી જ્યારે તેમણે કોસિન્દ્રામાં આશ્રમ સ્થાપ્યો ત્યારે તેઓ તેમના જૂના શિષ્યોનાં બાળકોના ગુરુ થયા. આ વખતે કરુણાશંકર કેળવણીના ક્ષેત્રમાં નિષ્ણાત થઈને આવેલા. તેમનું આ વખતનું કોસિન્દ્રામાં આગમન કોઈ જુદી રીતનું હતું. આ વખતે જૂના શિષ્યોમાં તેમને માટે પૂજ્યભાવ અને અજબ શ્રદ્ધા હતી. આ વખતે ત્યાંના વાતાવરણમાં એક નવું શુભંકર તત્ત્વ ઉમેરાયું હતું. તે હતું પોતાના આદર્શ પ્રમાણે એક આશ્રમ સ્થાપી બાળકોને ઉત્તમ રીતે સંસ્કારસંપન્ન બનાવવા. આ વખતે તેમનું અદ્ભુત વર્ચસ્વ જામી ગયું હતું. ત્યાંના ખેડૂતોએ તેમની પ્રેરણા પામી તેમની સલાહ પ્રમાણે પોતાનાં બાળકોને ઠેઠ શાન્તિનિકેતનમાં મોકલ્યાં. કરુણાશંકરના જીવનમાં આ બધી વસ્તુઓ મહાન છે.

તેમની સેવા હમેશાં મૂક હતી. તેમણે કોઈ પણ જાતના જયઘોષની ઇચ્છા રાખી નથી. આજે આપણે તેમનું સ્મરણ કરી આપણી લાગણી વ્યક્ત કરીએ છીએ, અને તેમના આત્માની શાન્તિ માટે પરમાત્માને પ્રાર્થના કરીએ છીએ.

હરિપ્રસાદ મહેતા

✡

## શ્રદ્ધાતર્પણ

આજે આપણે એક આદર્શ શિક્ષકના સ્મરણાર્થે અને તેમની સાથેના અનુભવોની લાગણી વ્યક્ત કરવા ભેગા થયા છીએ. સ્વ. કરુણાશંકરનો મને પ્રથમ પરિચય થયો સને ૧૮૯૩મા જ્યારે મારી ઉંમર બહુ નાની હતી. ઉનાળામા શારદાબહેન, મણિશંકર, કરુણાશંકર, કાન્તના પુત્ર પ્રાણલાલ વગેરેની સાથે હું પણ ગયો હતો ત્યારે મને સ્વ. કરુણાશંકરને ઓળખવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. તેઓ કાન્તના અતિ પ્રિય શિષ્ય હતા. કાન્તને પ્રાણલાલ કરતા કરુણાશંકરમા વધારે આશા હતી. કાન્તના સમાગમથી સ્વ. કરુણાશંકરમા શિક્ષણના મહાન આદર્શો ઊતર્યા, જે આદર્શો તેમણે આજીવન ગૌરવ સાથે સાચવી રાખ્યા. પેટલાદ બોર્ડિંગને આદર્શ કેળવણી અને સંસ્કારનુ ક્ષેત્ર બનાવવામા તેમનો ફાળો અસાધારણ હતો. જ્યારે જ્યારે પ્રસંગ આવ્યો ત્યારે ત્યારે તેમણે કાન્તના મુક્તકંઠે વખાણ કર્યા છે કાન્તના જીવનમાથી તેમણે ઘણુ અપનાવ્યુ. કરુણાશંકર

તેમના ઉત્તમ વિદ્યાર્થીઓ પાસે જ્યારે ઉત્તમ વસ્તુ મૂકતા અને તેનો પ્રતિધ્વનિ મળતો ત્યારે તેઓ બહુ જ ખીલતા. તેમના વિદ્યાર્થીઓમાં પણ ઉત્તમ વસ્તુ ઝીલવાની શક્તિ હતી.

સ્વ. કરુણાશંકરના જીવનમાં સ્વ. કાન્તનું ઘણું ઊંચું સ્થાન હતું, તેથી તેમનો ઉલ્લેખ કરવો યોગ્ય ગણી બે બોલ કહું છું. કાન્ત કવિ, લેખક, વિવેચક વગેરે બીજી ઘણી રીતે જાણીતા છે, પણ ગુજરાતમાં ઉત્તમમાં ઉત્તમ જે શિક્ષકો થઈ ગયા તેમાં તેમનું સ્થાન ઘણું મહત્ત્વનું છે. 'શિક્ષણનો ઇતિહાસ' એ એક એવું પુસ્તક છે કે જેની સાથે ગુજરાતમાં એ વિષયનું બીજું કોઈ પુસ્તક ઊભું ન રહી શકે. એવું બીજું થશે કે કેમ એ પણ શંકાસ્પદ છે. એ પુસ્તક તો મહાન ભગીરથ પ્રયત્નનું ફળ છે. કાન્તને પોતાના શિષ્યો માટે અત્યંત પ્રેમ હતો. તેમને માટે માન પણ એટલું જ. અંગ્રેજી નહીં જાણતા શિષ્યો સમક્ષ તેઓ પ્લેટો, વર્ડ્ઝવર્થ વગેરેનાં લખાણો વાંચતા અને અંગ્રેજી સાહિત્યનો પરિચય કરાવતા. કાન્તનું અંગ્રેજી ભાષા પરનું પ્રભુત્વ પણ અદ્ભુત. કાન્ત દ્વારા કરુણાશંકરને ઘણો લાભ થયો. કરુણાશંકરની શક્તિ અને ગુણો આકર્ષક હતાં. તેમના જીવનનો વિકાસ કાન્ત, સરલાબહેનનું કુટુમ્બ અને ક્ષિતિમોહન સેનના સમાગમથી થયો.

તેમણે કોચ્ચિન્દ્રામાં પોતાના આદર્શ પ્રમાણે એક આશ્રમ

સ્થાપ્યો. ત્યાંના ઘણા વિદ્યાર્થીઓને તેમણે શાન્તિનિકેતનમાં મોકલ્યા. આજે ગુજરાતમાં કોઈ પણ ગામે શાન્તિનિકેતનનો સૌથી વધારે લાભ લીધો હોય તો તે કોસિન્દ્રા છે. એ સર્વ તેમને આભારી છે. તેઓ કેવળ ભણતરમાં માનતા નહીં પણ પોતાના વિદ્યાર્થીના ચારિત્ર્યઘડતરમાં પણ માનતા. વિદ્યાર્થીઓ સમક્ષ તેઓ પ્રત્યક્ષ નમૂનારૂપ હતા. તેમનુ જીવન હંમેશાં ઊંચી ભૂમિકા ઉપર હતું. કોસિન્દ્રાનો આશ્રમ સહેલાઈથી ચાલે, આર્થિક મુશ્કેલી ન નડે એટલા માટે હજારો રૂપિયા ભેગા કરવામાં આવ્યા હતા. કરુણાશંકરને વિચાર આવ્યો કે આમાં કેટલાકના પૈસા એવા હશે કે જે શરમથી કે દબાણથી આવ્યા હશે. તે બધા તેમણે પાછા અપાવી દીધા. એવો જ એક દાખલો સરલાબહેનના કોઈ એક બાળકની જન્મગાંઠ સંબંધી છે. વિદ્યાર્થીઓના જીવનમાં તે આદર્શરૂપ હતા. શ્રીમંત કુટુમ્બોનાં બાળકોના શિક્ષક તરીકે કામ કરતાં સ્વમાન જાળવી રહેનાર બહુ જ ઓછા હોય છે. સરલાબહેનના કુટુમ્બમાં તેઓ ઘણા વર્ષો સુધી રહ્યા પણ તેમણે કદી સ્વમાનભંગ થવા દીધું નથી.

સરલાબહેનના કુટુમ્બમાં તેઓ કુટુમ્બી હતા. તેમનામાં ચારિત્ર્યબળ અને પ્રેરણાશક્તિનો સુંદર મેળ હતો. ક્ષિતિબાબુના પરિચયથી તેમણે શાન્તિનિકેતન અને મધ્યકાલીન સાહિત્ય સંબંધી ઘણું જાણ્યું. બંગાળી સાહિત્યનો, ખાસ કરીને રવીન્દ્રનાથનો તેમણે તલસ્પર્શી અભ્યાસ કર્યો. ગુજરાતી

સાહિત્યનો તેમનો પરિચય પણ ઊંડો હતો. અંગ્રેજીનો અભ્યાસ તેમણે કર્યો ન હતો, છતાં શ્રી રવિશંકર મહારાજ, પંડિત સુખલાલજી વગેરેની માફક તેઓ તે ભાષાનું–ઘણાં પુસ્તકોનુ–ભાષાન્તર દ્વારા–જ્ઞાન ધરાવતા હતા.

સ્વીડનબૉર્ગના એકનિષ્ઠ અભ્યાસ અને મનનથી કાન્તને ઘણું આશ્વાસન મળ્યું. તેઓ ખ્રિસ્તી ધર્મથી પૂરેપૂરા રંગાયેલા હતા. આ રંગે કરુણાશંકર પણ રંગાયેલા હતા. રવીન્દ્રનાથની અસરથી એમણે પ્રાચીન શાસ્ત્રોનો અભ્યાસ કર્યો અને ધીરે ધીરે તેઓ ખ્રિસ્તી ધર્મની અસરથી મુક્ત થયા. ખ્રિસ્તી અને આર્ય ધર્મની સરખામણી કરી આર્ય ધર્મની શ્રેષ્ઠતા વિષે કાન્તને તેમણે ઘણા પત્રો લખ્યા હતા, છતાં બંને-નો ગુરુશિષ્યનો સંબંધ ઠેઠ સુધી એવો ને એવો જ હતો.

કરુણાશંકરની એક વિશેષતા હતી. જીવનના પ્રત્યેક પ્રશ્નને ઉદાર બુદ્ધિથી અદ્યતન કરી તે નિરખી શકતા. આજે આપણે એવી મહાનુભાવ વ્યક્તિનું સ્મરણ કરી તેમના આત્માની શાન્તિ માટે પ્રાર્થના કરીએ છીએ.

ગટુલાલ ધ્રુ



## ‘ માસ્તર ’

૧૯૧૫ની સાલની આ વાત છે. મારાં મા વીસ વર્ષનાં પણ નહીં હોય. મારા પિતા અઠ્ઠાવીશ વર્ષના હશે. તેઓને ત્રણ બાળકો હતાંઃ પહેલી બે દીકરીઓ અને પછી એક દીકરો.

તેમનું સૌથી મોટું બાળક ચાર વર્ષનું હતું. તેમની સામે બાળકોને કેળવણી આપવાનો પ્રશ્ન ઊભો હતો. તે જમાનામાં ધનિક લોકોમાંથી જેઓ પોતાનાં છોકરાંઓને પરદેશ ન મોકલી શકતાં, તેઓ તેમને કૉન્વેન્ટ કે સરકારી શાળામાં મોકલતાં. હિન્દની આ ચાલુ કેળવણીની પ્રથા મારાં માત-પિતાને સંતોષી શકી નહીં, તેમ જ બાળકોને યુરોપ મોકલી દેવાં, તે પણ ઉચિત ન જણાયુ. આમ કેળવણીનો પ્રશ્ન તેમને મૂંઝવવા લાગ્યો.

મારાં મા શ્રી સાંકળચંદ શાહની સાથે અભ્યાસ કરતાં હતાં. શ્રી શાહે તેમને એક શિક્ષકની મુલાકાત લેવા ભલામણ કરી.

આ શિક્ષક વડોદરા રાજ્યના ટ્રેન્ડ સીનિયર હતા. તે અંગ્રેજી જાણતા ન હતા. વડોદરા રાજ્યનાં નાનાં ગામડાંઓમાં શિક્ષક તરીકે સોળ રૂપિયાની નોકરી તેમણે ઘણાં વર્ષો કરી હતી. ત્યારે તેઓ પેટલાદની હાઇસ્કૂલમાં ગુજરાતીના શિક્ષક હતા.

જે જમાનામાં અંગ્રેજી માટે પારાવાર મોહ સહુ કોઈ ને હતો તે જમાનામાં આ શિક્ષકમાં એવું તે શું હતું કે તેમના પર જ મારાં માબાપની દૃષ્ટિ પડી ?

તે શિક્ષક મારાં 'મમી-પપા'ને મળવા આવ્યા ત્યારે યુરોપનો વાયરો અમારા ઘરમાં પણ થોડા સમય માટે ફરી વળ્યો હતો. ઘરમાં ઇગ્લૅંડથી આવેલી યુરોપિયન ગવર્નેસોની કડક દેખરેખ નીચે ત્રણે બાળકો ઊછરતાં હતાં. બાળકો ભાગ્યુંતૂટ્યું ગુજરાતી બોલી શકતાં હતાં.

મુલાકાતે આવેલા આ શિક્ષક ચાળીસેક વર્ષના હતા. તે શરીરે દૂબળા હતા. તેમનો રંગ શામળો હતો. તેમની મુખાકૃતિમાં (પ્રચલિત માન્યતા પ્રમાણે કહીએ તેવું) સામાન્ય સૌન્દર્ય પણ ન હતું. તેમના મોં પર દાઢી વધી ગઈ હતી. તેમના માથે અને મૂછ ઉપર આછા વાંકડિયા વાળ હતા. તેમના મસ્તક પર ટાલ પડતી હતી. તેમણે ટોપી અને જૂનો લાંબો ડગલો પહેર્યાં હતાં. તેમનાં ચંપલ ધૂળથી રંગાયેલાં હતાં.

આ બ્રાહ્મણના શામળા મોં ઉપર અજબ એવી અસામાન્ય તામ્ર વર્ણની લાલી હતી. આ લાલી તેમની માંહેના અવિરત આશાવાદ અને ઉત્સાહનું પ્રતિબિમ્બ હતી. તેમની આંખ ઘણી મોટી અને ઓજસ્વી હતી. તેમાંથી માર્દવ અને નીડરતા તથા ભાવના અને આર્જવનાં અખંડ કિરણો વહેતાં હતાં. તેમને માથે નાનકડી શિખા હતી. જમણી બાજુએ ગળાની આગળ તેમની જનોઈ અને રુદ્રાક્ષની માળા ડગલાના કૉલર ઉપરથી દેખાઈ જતી હતી. તેમના હાથમાં પુસ્તકોનો થોકડો હતો.

તેમનું મુખ સદા નિર્મળ હોઈ પ્રસન્નતાથી ક્ષણભર પણ વિમુખ થતું ન હતું. તે મુખ–તે લોચન વારંવાર ગમ્ભીર અને ગહન ભાવોની અન્દર અન્તર્મુખ થતાં હતાં.

તેમની ચાલ ધીર અને ગમ્ભીર હતી. તે ટટાર ચાલતા અને પલાંઠી વાળી ટટાર બેસતા. તે કદી ટેકો દેતા નહીં. પ્રમાદ, થાક કે શિથિલતા તેમના એકે અંગમાં જણાતી ન હતી.

તે આ ઘરની સાધનસમૃદ્ધિથી બિલકુલ અંજાયેલા લાગતા ન હતા. વધારે ધનની સ્પૃહાથી તેમનું મન તેમને અહીં ખેંચતું ન હતું. આ પાશ્ચાત્ય ભપકામાં તે ઝાંખા પડતા ન હતા.

તે હતા કરુણાશંકર કુબેરજી ભટ્ટ !

મુલાકાતમાં પહેલાં મારા પિતાને જોઈ માસ્તરને લાગ્યું,

"આવા સૌમ્ય પુરુષનાં બાળકોને ભણાવવા આવવા માટે હું યોગ્ય છું ?" પેટલાદમાં તેમને ત્રીસ રૂપિયા મળતા હતા. તેમણે ત્રીસ રૂપિયાની જ માગણી કરી; પણ મારા પિતાની ઇચ્છાથી પચાસ રૂપિયા ઠર્યા.

મુલાકાત પછી ફરી તે અમારે ત્યાં આવ્યા અને શિક્ષક તરીકે જોડાયા ત્યારે ચોથા બાળકનો-મારો-જન્મ થયો હતો. ત્યારે હું ચારેક માસની હતી.

તે જોડાયા ત્યારે યુરોપિયન ગવર્નેસો ન હતી.

ત્રણ મજલાવાળું અમારું ઘર કાંઇક સંકડાશવાળું લાગતું હતું. તેમ છતાં, નવી કેળવણીના અખતરા માટે ઘરમાં જગ્યા થઈ ગઈ. વચલા માળમાં અભ્યાસ માટે ખંડો કાઢી આપવામાં આવ્યા.

માસ્તર શહેરમાં રહેતા. અમે શાહીબાગ રહેતાં. વાહનની વ્યવસ્થા થઈ ત્યાં સુધી શરૂઆતમાં માસ્તર રોજ બે વાર ચાલીને અમારે ત્યાં આવતા : સવારે અને બપોરે. કોઈ વાર ખૂબ તાપ પડતો. હાથમાં પુસ્તક સાથે ચાલતા બપોરે તે ઘેર જમવા જતા. દિલ્હી દરવાજે હઠીસિંગની વાડીમાં તે ઘડીભર વિસામો લેતા. ત્યાંનો બુઢ્ઢો ભૈયો-ગોઠી-તેમને લોટામાં ઠંડું જળ આપતો. તે પી માસ્તર ઘેર જતા.

માસ્તરને સમયનું ભાન હતું અને ન હતું ! જાગવા માટે તેમને કદી ઍલાર્મની જરૂર નથી પડી. તે મળસકે સાડા ત્રણે

નહીં તો ચાર વાગ્યે તો ઊઠી જ જતા. પછી તે વાંચવા બેસતા. તે ઘડિયાળ રાખતા નહીં છતાં સવારે સાત અને આઠ વચ્ચે—જે મુકરર સમય હોય તે સમયથી ખૂબ વહેલા પણ મિનિટે મોડા નહીં તેમ—તે અમારે ત્યાં આવી પહોંચતા. આટલા પૂરતો તેમને સમયનો ખ્યાલ હતો; પણ વર્ગ ક્યારે પૂરો થયો, ઘેર જવાનો, જમવાનો, આરામનો સમય ક્યારે થયો તે બાબત તેમના ધ્યાનની સમ્પૂર્ણ બહાર હતી.

મારાં બહેન ભારતી તે વખતે ત્રણેક વર્ષનાં હતાં. તે બાલિકાના સ્વાસ્થ્ય અને અત્યન્ત ચપલતાભર્યા આવેગને લઈને તેનામાં (છોકરીમાં વિરલ એવું) તોફાન ખૂબ જણાતું. માસ્તર મને ઘણી વાર કહેતા કે તેમણે આ બાલિકા જેવી નૈસર્ગિક બુદ્ધિશક્તિ ભાગ્યે જ કોઈનામાં જોઈ હતી. અત્યાર સુધી ભાંગવાતોડવા તથા મસ્તી કરવામાં રોકાયેલી આ મનસ્વિની બાળા માસ્તર તરફ ખૂબ જ આકર્ષાઈ. હવે માસ્તરનાં પુસ્તકોમાં ડોકિયુ કરતાં સાથે તેમાં જાણે તે ગરક બની જતી. માસ્તરનુ લખાણ વાંચવામાં તે ખૂબ હોંશ ધરાવતી. તે બાળાની ધારણાશક્તિ ધ્યાન ખેંચે તેવી હતી. માત્ર અંગ્રેજીમાં બોલતી તે બાલિકા થોડા જ વખતમાં દેવનાગરી અને ગુજરાતી લિપિ સરળતાથી અને મધુરતાથી વાંચવા લાગી અને તે લખતાં પણ તે જલદી શીખી ગઈ. માસ્તર તેની આગળ જે શબ્દભંડોળ, કાવ્યો, શ્લોકો ઇત્યાદિ સાહિત્ય ધરતા તે તેને કંઠસ્થ બની જતું. આમ સંસ્કૃત, હિન્દી અને

ગુજરાતી સાહિત્યની ભૂમિકા તેનામાં સુન્દર રીતે તૈયાર થતી હતી.

માસ્તરનો જન્મ રાયકવાળ બ્રાહ્મણ જ્ઞાતિમાં થયો હતો. પોતાની જ્ઞાતિમાં કન્યાઓ પર ઘોર અનાચાર થતો તેમણે જોયો હતો. દીકરીના સાટામાં ઘરડો બાપ ત્રીજીચોથી વારનાં લગ્ન કરે તેવા પ્રસંગો તેમણે અનેક વાર જોયા હતા. હિન્દુ સમાજમાં સ્ત્રીઓ પર થતા અન્યાય અને દુર્વ્યવહાર માસ્તરને તદ્દન દુઃસહ્ય હતા. આવા દુરાચાર પ્રત્યે વિરોધી લાગણી અનુભવતાં અનુભવતાં તેમને કન્યાઓ પ્રતિ અસીમ વાત્સલ્ય અને પૂજ્યભાવ બન્ધાયાં હતાં. *

તેમના કુળમાં ચંડીની પૂજા થતી. ચંડીપાઠ તેમને બહુ પ્રિય હતો. જે આવા દેવીભક્ત હતા તે દરેક કન્યાને મહાશક્તિ રૂપે–જગદમ્બા રૂપે જોતા. હિમાલયે પાર્વતી વિશે જે વચન કહેલું [ તે ( કન્યા ) વડે હું પૂત અને વિભૂષિત ( પવિત્ર અને શણગારાયેલો ) છું ] તે તેઓ યાદ કર્યા કરતા.

આવા ભાવથી તે અમને પણ જોતા. તેમની મોટી પુત્રી કુસુમબહેન પ્રત્યે તેઓ ખૂબ સન્માનથી વર્તતા.

કેટલાંક ઘરોમાં શિક્ષકો બહુ હીનપદે હોય છે. તેઓ જે રીતે બાળકો માટે કાંઈ કરે છે અને નથી કરતા તે બન્નેમાં કાર્પણ્ય, દીનતા અને લોભ નજરે પડે છે; પણ માસ્તર

* तया स पूतश्च विभूषितश्च ।–कालिदासः कुमारसम्भव

જે હીન ગણાય તેવી વસ્તુ કરતા પણ તેમાં હીનતા ન હતી. 'આ કરાય', 'આ ન કરાય'; 'આમાં માન', 'આમાં અપમાન' એવાં કોઈ જાતનાં દ્વન્દ્વોની કૃપણ ગણનાનો તેમનામાં ડાઘ પણ ન જણાતો. 'અવસર, શક્તિ અને બાહ્ય સાધનનો જે સર્વોપરી ઉપયોગ ન કરે ત્યાં કૃપણતા છે, ત્યાં અવ્યવસ્થા છે' તેમ તે કહેતા.

દક્ષિણ પ્રવાસમાં રામેશ્વર ઇત્યાદિ મહામન્દિરોની યાત્રા કરવા અમે ગયાં. ત્યારે હું દોઢેક વર્ષની હતી. તે વખતે માસ્તરના હાથ ઉપર બેસી મને ફરવું બહુ ગમતું. કાંઈ પણ થાક કે કંટાળો બતાવ્યા વગર તેમના હાથ પર તેડી તે મને આખો દિવસ ફેરવતા. તે ગૌરવસમ્પન્ન હોઈ અહંભાવી કે દમ્ભી ન હતા.

બે આત્મા સાથે આવે ત્યારે કોઈક વાર ત્યાં ચિનગારી ચેતે છે. આવી ચિનગારી સળગ્યા વગર—આધ્યાત્મિક સંબંધ બંધાયા વગર—માસ્તર પોતાનું કામ કરી શકતા નહીં. તે ઘણી વાર કલાપીની 'વીણા અને મૃગ'ની નીચેની ટૂક બોલતા:

સ્વરો ન મીઠા મૃગ વિણુ ઊડતા;
સુખી થતી ના મૃગ વિણુ કન્યકા.

તેઓ કહેતા કે 'મૃગ' વિના તે પોતાની 'વીણા' વગાડી શકતા ન હતા. 'અધ્યાપન અર્થે તે અધ્યયન' કરતા હતા. તેમ હોવાથી તેમને જ્યાં સુપાત્ર લાગતું ત્યાં તે બન્ને તટે

છલોછલ ઉભરાતી આનન્દમયી પયસ્વિની સરખા બની જતા. તે વખતે શરીરને, આસપાસના જગતને અને પદાર્થોને, રે કાળને પણ તે વીસરી જતા. જાણે 'ધ્યાનાવસ્થિત'ની સ્થિતિએ પહોંચી યોગીની તન્મયતાનો અનુભવ કરતા હોય તેવો તેમને જોઈને મને ભાસ થતો. અધ્યાપન તેમને માટે યોગસાધન હતું. તે સાધનમાં વાણીનિગ્રહ, નિયતાહાર, અલ્પનિદ્રા, અપરિગ્રહ, શૌચાદિ યમનિયમનું પાલન તે સ્વભાવથી જ કરતા હોય તેમ જણાતું. તેવું દુષ્કર તપ કરનાર તે તપસ્વી હતા—સાચા બ્રાહ્મણ હતા.

તે 'એક'ની સાધનામાં માનતા. શ્રીમતી લીલાવતી મુનશીએ એક વાર માસ્તરને ટકોર મારીને કહ્યું, "શું એકલી ભારતીમાં જ કરુણાશંકરનું જીવન સમાપ્ત થઈ જશે?" માસ્તરે કહ્યું, "એવું જો હોય તો વાહ રે વાહ!"

આમ પ્રથમ એકલા તે અમારે ત્યાં જોડાયા અને પછી તેમની સલાહથી બીજા શિક્ષકો પણ આવ્યા. બાળકોની સમ્પૂર્ણ કેળવણીની જવાબદારી જેવીતેવી ન હતી. આ બાળકો સંબંધી ઝીણવટભરી નોંધ માસ્તર રાખતા. આમાં ઘર અને કુટુમ્બીજનો સંબંધી પણ નિખાલસ અવલોકનો કરતાં તે અચકાતા નહીં. બાળકોના હિતમાં પોતાના ગુણદોષનું અન્વેષણ સત્કારપૂર્વક સ્વીકારવા તથા બાળકોને કેન્દ્રિત કરી તેમની આસપાસ પોતાના જીવનને ઘટાવવા મારાં માતપિતા

સદા ઉદ્યત રહેતાં. આવા આચાર્ય અને આવાં માતપિતાનો શુભ સહયોગ એ બાળકો માટે ખરે વિરલ જ ગણાય.

માસ્તર મને કહેતા, "જ્યારે જ્યારે મારા વાતાવરણથી હું મૂંઝાતો ત્યારે ત્યારે માથેરાનના ખડકમાંથી અંકુરિત થયેલા એક વૃક્ષને હું યાદ કરતો અને એ રીતે મારામાં ફરી વિશ્વાસ આણતો."

કબીરને ત્યાં પુત્રજન્મ થયો ત્યારે કબીરે જે વચન ઉચ્ચાર્યાં હતાં તે માસ્તરને બહુ વહાલાં હતાં:

अहद मुसाफ़िर पहुना आया,
धरो मंगल थाल ।

અહદ (સીમારહિત – અનન્ત) મુસાફર તરીકે બાળકને તે જોતા. તે કહેતા, "યુગયુગાન્તરનો આ પ્રવાસી આપણે ત્યાં આવ્યો છે. કોણ જાણે છે કે તે ક્યાં જવાનો હશે? આપણે તો તેને ડેરાનું (મુસાફરખાનાનું) કાજ સારી શકીએ, બહુ બહુ તો આપણે તેને માટે પાથેય બનાવી અને બાંધી આપીએ. પણ તેથી અધિક કરવા કોનું સામર્થ્ય છે?"

મનુષ્ય અવતારને આ દૃષ્ટિએ જોનારા મારા માસ્તરની શિક્ષણપદ્ધતિ અનોખી તરી આવતી.

વિદ્યાને જ્ઞાનના વાહનરૂપે તે સ્વીકારતા. જ્ઞાન એ ચારિત્ર્યશુદ્ધિ અને ચારિત્ર્યબળ માટે અને ચારિત્ર્ય એ આત્મદર્શન માટે અને આત્માની મુક્તિ માટે છે એમ તે

માનતા. તે કહેતા, “મારું બાળક શું થશે, એ વિચાર કરતાં તે કેવું થશે એ વિચાર જ મહત્ત્વનો છે.”

અમુક પુસ્તકો ભણાવી જવાં, અમુક પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થઈ જવું – એવાં એવાં પરિણામો તરફ તેમનું તલમાત્ર લક્ષ ન હતું. પરિણામદર્શીઓને માટે શીલ અને મુક્તિ અસાધ્ય છે, પણ ચારિત્ર્યવાન અને મુક્ત જન માટે પરિણામ અસાધ્ય નથી. પરિણામ ધ્યેય ન હોય; છતાં સુખડની સાથે સુવાસ હોય જ તેમ પરિણામ તો આપમેળે આવી ઊભું રહે છે.

હાલની શિક્ષણપ્રથા સામે માસ્તરને સખ્ત બળવાની લાગણી થતી. તે કહેતા, “ ભાડભૂંજા અનાજનાં ફૂલ (ધાણી) કરવા ધાનને ભૂંજી નાંખે છે. તે ધાન ખાવા જેવું ઉપયોગી અને ફૂલ જેવું દેખાવમાં હોઈને સુન્દર લાગે છે, પણ તેવા શેકેલા અનાજમાં અંકુર બળી ગયા હોય છે. તે ફરી ઊગવા અસમર્થ હોય છે. શિક્ષણશાસ્ત્રીઓ અને આપણો સમાજ આજે ભાડભૂંજાનું કાર્ય કરી રહ્યા છે.”

‘દરેક વસ્તુની પરખ સોનાના કસોટી-પથ્થર પર કરવાનો નિયમ રાખનારા ચોકસી નીલ કમળની કળીને પણ તે પથ્થર પર ઘસીને તેની કસોટી કરવા જાય તો તે કમળની કસોટી થાય ખરી?’ – આવા વિચારોને લઈને માસ્તર અભ્યાસક્રમ રચે કે કોઈ તે રચી આપે અને તેને તે અનુસરે તે તદ્દન

અસંભવિત હતું. તે કહેતા, ' नक्शा हुकुम इमारत चले, क्ष चले निज लीला । '

જ્યારે તે ગામઠી શાળાઓમાં ભણાવતા ત્યારે તેમના આ સ્વભાવને લઈને તેમના ઇન્સ્પેકટરોની નાખુશી તેમને વહોરી લેવી પડતી. વર્ગમાં આવેલા એક ઇન્સ્પેકટરને વર્ગની કાર્યસરણી અપ્રસ્તુત લાગી. તે ઉતાવળિયા સાહેબે માસ્તરની વિરુદ્ધ ' રિપોર્ટ ' પણ લખી નાખ્યો; પણ બેત્રણ દિવસ ત્યાં રોકાયા પછી વિદ્યાર્થીઓની કક્ષા અને પરીક્ષાના પરિણામ પરથી તેમને પોતાની ભૂલ સમજાઈ અને તેમણે માસ્તરની માફી માગી.

કોઈ પુસ્તક કે કોઈ કાવ્યને અમારી પાસે આખું કે સળંગ તે વાંચી શકયા હોય તેમ મને યાદ નથી. વર્ગમાં ' નૈવેદ્ય ', ' તીર્થ ', ' શુચિ ', ' ગતિ ', ' પ્રવાહ ', ' બ્રહ્મચર્ય ', ' ઉપનયન ' કે એવો કોઈ શબ્દ કે કોઈ વિચાર કેન્દ્રિત કરી તેના ઉપર તે વિવેચન કરતા. તે કેન્દ્રની આસપાસના વર્તુલમાં અનેક સન્તો, ચિન્તકો અને લેખકોના ઉલ્લેખો આવી જતા. આવા ઉલ્લેખો તેમને મોઢે હતા. આવાં દૃષ્ટાન્તોનો ઉલ્લેખ કયાં પુસ્તકોમાં કરવો તેની તેમની પાસે નોંધ રહેતી. તે નોંધ સંજ્ઞામાં લખી હોય તેમ માલુમ પડતું. તેમને નિકટમાં જાણનારા તેના ઉકેલ કાઢી શકતા. લાલ અને વાદળી શાહીથી કિત્તાથી કાઢેલા સુન્દર અક્ષરોમાં તે વિચારો ટપકાવી રાખતા. લખાણમાં તે અન્તર (spacing)

પર બહુ ભાર દેતા. અર્થગૌરવ પ્રમાણે અન્તર રાખવા તે આગ્રહ રાખતા. પોતાની નોંધ પરથી તે અનેક ગ્રન્થોમાંથી દૃષ્ટાંતો વાંચી સંભળાવતા, અને તેથી આવા ગ્રન્થોનો મોટો સમુચ્ચય તે નિત્ય સાથે લઈ ને ફરતા અને તે લઈ ને બેસતા.

આવા સમુચ્ચયને સદા ઊંચકીને ફરતા માસ્તરને મારા પિતા કોઈ વાર મજાકમાં કહેતા, "હવે આ ચોપડીઓ માટે બાબાગાડી રાખો તો સારું!"

એમ સ્વાભાવિક લાગે કે પુસ્તકો વાંચી વાંચીને અવતરણો લખી કાઢવાં અને તે ઉપર બોલવું તેમાં શું વિશેષ છે? પણ પ્રથમ તેમના સરખું બહોળું અને તલસ્પર્શી વાચન આખી આયુ જીરવી રાખવું, તેનો મર્મ લહી એક સાથે બીજાનો સંબંધ જોડવો — સંકલના કરવી, તે મર્મનો પોતાના જીવનમાં સાક્ષાત્કાર કરવો અને કરાવવો — આ વિધિમાં મંથન કરનારની સર્વ કુશળતા સમાઈ જાય છે. અધ્યાપકનું કામ કુશળ મંથનકારનું છે. પોતે ગ્રહણ કરેલી તમામ વાનગીઓ શિષ્યની આગળ ભક્તિથી તે નૈવેદ્ય રૂપે ધરતા. તે કહેતા, "હું નકલો કરું છું ત્યારે પણ મને તેમાંથી ખૂબ મળે છે. મારી વાણી ઝીલનાર જે છે તેમના પ્રાણને પોષવાને તે છે — પછી બીજા તેને સમજે કે ના સમજે!"

આ પ્રમાણે કોઈ અભ્યાસક્રમ અથવા પુસ્તકને તેમણે અમને ચલાવ્યું ન હતું. તે અમારી પાસે 'હોમ

લેસન'ની માગણી કરતા નહીં. તે 'પરીક્ષા' પણ લેતા નહીં. તે પોતે એકે લખાણ કે કાગળ પૂરો કરી શકયા હોય તેમ મને યાદ નથી. કોઈ વાર અમે છૂટાં પડતાં અને બહારગામથી તેમનો કાગળ આવતો તો તે પણ અધૂરો જ હોતો! કાગળ પર સંબોધન પણ તે ન કરતા. સંબોધનો અને વિશેષણોમાં મર્યાદા આવી જાય છે તેમ તે માનતા.

તે કહેતા, "હું તો માર્ગ બતાવતા પાટિયા જેવો છું. પાટિયું બીજાને અમુક માર્ગે જવા પ્રેરે છે, પણ પાટિયું કોઈને હાથ ઝાલીને લઈ જતું નથી." આમ તે અમારામાં રુચિ ઉત્પન્ન કરાવતા, જે કાંઈ ઉજ્જવલ કે ઉન્નત હતું તે તરફ આંગળી ચીંધતા, પણ અમને હાથ ઝાલીને કે ઊંચકીને ત્યાં દોરી જતા નહીં. ચાલવા, ચાખવાનું કામ તે અમારા પર છોડી દેતા. તે ઇંગિતજ્ઞ હોઈ આંગળી ચીંધીને ખસી જતા.

તે જે રુચિ ઉત્પન્ન કરતા તેનો અનુભવ એવા પ્રકારનો હતો કે

'જે ઉચ્ચ સ્થાન પર વિહરી શકાયું
ત્યાંથી ન પડવું ગમતું કોઈને રે.'

તે કહેતા, 'શિક્ષણ એટલે સૂચન,
સૂચન એટલે સ્પર્શ,
ઇંગિત,
સુરુચિ.

કલાકો શું કરે છે? એ દરેક વસ્તુને સ્પર્શ કરે છે અને પછી આગળ ચાલે છે—સ્પર્શતા સોનું બનાવે છે 'સૉક્રેટીસની રીતિ પ્રમાણે ઘણી વાર તો તે પ્રશ્ન કરી કરીને અટકી જતા અને વિદ્યાર્થીને વિચારના 'આવાગમનના હીંડોળે' ચઢાવી દેતા

મારા અનેક સંપર્કોમાં તેમનો સંપર્ક મને એવો ઊંડેથી સ્પર્શ્યો છે કે તે જીવનની રગે રગમાં વ્યાપ્યો હોય તેવો અનુભવ મને થયો છે જીવનના નાનામોટા દૈનિક પ્રસંગોમાં તેમના સંસ્કારોએ પ્રતિધ્વનિ આપ્યો છે વિચારમાં, વાચનમાં, લખાણમાં અને દૃષ્ટિબિન્દુમાં તેમણે બનાવેલી શુદ્ધ, સુગંધી હવાએ તાઝગી આપી છે—સ્વાસ્થ્ય અક્ષય છે

તે 'ગુજરાતીના શિક્ષક' હોઈ ગુજરાતી સાહિત્યમાં મર્યાદિત ન હતા આન્ધ્ર, મહારાષ્ટ્ર, બંગાળ, રાજપૂતાના, સંયુક્ત પ્રાન્ત વગેરે હિન્દના પ્રાન્તોના વિશિષ્ટ પુરુષો, પાલિ અને સંસ્કૃતના લેખકો, ગ્રીસ અને રોમના તેમ જ અર્વાચીન પાશ્ચાત્ય ચિન્તકો તથા ચીનના તત્ત્વવિદોનો નિર્દેશ તે કરતા

ધ્રુવના તારકની જેમ અડગ તે મને નિત્ય દેખાયા કરે છે જગતના મહાન તત્ત્વચિન્તકો રૂપી મહાસાગરમાં સફર કરવાનો શોખ તે ઉપજાવતા તેમાં લાંબી લાંબી સફરો કરવા માટે તે હમેશ પ્રેરણા આપતા તેમની પોતાની અંશમાત્ર પણ ઝાંખી ન પડતી કે અસ્થિર ન બનતી જે દ્યુતિ છે, તે આજે

પણ જ્યારે હું ધીરી પડું છું, જરા માર્ગથી ખસું છું ત્યારે મને સાચી દિશા તરફ પ્રયાણ કરવા ટકોર મારે છે.

હું માનું છું કે આ અનુભવ મને એકલીને જ થયો નથી. માસ્તરનો પ્રભાવ જ્યારે તે ગામડાંની શાળામાં ભણાવતા ત્યારે આખા ગામમાં પડતો. ગામમાં કુટુમ્બો તેમની સલાહથી ચાલતાં. આવું એક ગામ તે કોસિન્દ્રા છે. એ નાનકડા ગામમાં છોકરા-છોકરીઓની કેળવણી અને સંસ્કાર, ત્યાંનું પુસ્તકાલય વગેરેથી માસ્તર ઘેર ઘેર કેવા વન્દનીય હતા તેનો ખ્યાલ આવી શકશે.

'સ્વાન્તઃસુખાય' એ સૂત્રથી દરેક માણસનાં કાર્ય પ્રેરાવાં જોઈએ, એમ તે કહેતા. આવા 'સ્વાન્તઃસુખની'ની શોધમાં નીકળેલો માણસ ગાણિતિક હોતો નથી. તે એવા સુખની ખોજમાં 'કાંઈ બાકી' રાખતો નથી. તે રીતે કાંઈ 'બાકી ન રાખનાર'ની 'જીવનપૂજા'માં સફલતા કે અસફલતાનો સવાલ જ ક્યાં રહે છે? આ પ્રમાણે તે કવિવર રવીન્દ્રનાથનાં બે કાવ્યો 'બાકી આમિ રાખબો ના' અને 'જીવને જત પૂજા'નો અર્થ એકસાથે ઘટાવતા.

માસ્તર માનતા કે "જે કર્યું તેમાં પુણ્ય નથી, જે ન કર્યું તેમાં પાપ છે. શિક્ષકની એકાગ્રતા દોરી પર ચાલનાર નટ જેવી હોવી જોઈએ; નહીં તો સ્ખલન, પતન, કે ત્રુટિ આવી જાય છે. કુદરતનું સૌન્દર્ય જોવા રાજા દિલીપ રોકાયો

તેમાં સિંહે નન્દિની ગાય પર આક્રમણ કર્યું. આમ શિક્ષક પણ બીજા તરફ ચિત્તને જવા દે તો તેની 'રખેવાળી'માં વિક્ષેપ આવે છે."

સુખદુઃખાદિ દ્વન્દ્વોમાં સ્થિતપ્રજ્ઞ રહેવામાં વીર્ય સમાયેલું છે. પોતા પર સ્વામિત્વ જાળવવું તેમાં નિગ્રહ છે. સ્વભાવને સહજ એવી વસ્તુઓનો અભ્યાસ કરવો અને સ્વકાર્યમાં રત રહેવું તે ધર્મ છે.

વીર્ય, નિગ્રહ અને ધર્મ આ ત્રણે ગુણોનાથી સાધક પોતાના આન્તરિક જીવનને વ્યવસ્થિત કરતો હોય છે. તેવા મનુષ્યમાં જે સદ્ગુણ દેખાય છે, તે આ વ્યવસ્થિતપણામાંથી ઉત્પન્ન થયેલાં આત્માનાં સૌન્દર્ય અને સ્વાસ્થ્યનાં રૂપક છે. આવી સુપ્રમાણ અને ઉદાર ધી (મતિ) સર્વ ઇન્દ્રિયગોચર પદાર્થોમાં રહેલા સત્ય તરફ સ્વતઃ પ્રસ્થાન કરે છે.

વીર્ય, નિગ્રહ અને ધર્મ એ ત્રણે ગુણોથી સમ્પન્ન મારા માસ્તર હતા. તેમના જીવનમાં ફિલસૂફી ઓતપ્રોત હતી. આ જીવી જાણેલી ફિલસૂફીને લઈને તો તે સાચા શિક્ષક હતા.

વર્ગમાં તે એકે પુસ્તક પૂરું ન કરતા કે તેમનું લખાણ અને કાગળો અપૂરાં રહેતાં તેમાં કોઈ શિસ્ત કે નિયમનનો અભાવ, દુર્લક્ષ કે આળસ ન હતાં. બિનાઓ તેમને મન અગત્યની ન હતી. બિનાઓમાં રહેલા સત્ત્વ--મર્મ પર તે

એકાગ્ર હતા. તે મર્મ ગ્રહણ કરવા અને કરાવવા તે સમર્થ હતા.

તે જાતે તો પુસ્તકને અથથી ઇતિ સુધી ખૂબ ધ્યાનથી વાંચતા. એક વાર નહીં પણ અનેક વાર તે પુસ્તકને વાંચી જતા. તેના પર ચિન્તનમનન કર્યા કરતા. તેમણે વાંચેલી ચોપડીઓ તરત જ જુદી પડી આવે છે. તે તેમણે પોતાની ખાસ રીતે બન્ધાવી છે. છાપેલા દરેક પાના વચ્ચે ચાર ચાર કોરાં પાનાં તેમણે બન્ધાવ્યાં છે. તે પાનાંઓ અને ચોપડીના હાંસિયા પર તેમણે તેમની સંજ્ઞાવાચક ભાષામાં લાલ અને વાદળી શાહીથી વિચારો ટાંકયા છે.

તેમને ખાસ ગમતાં પુસ્તકો અને 'નવજીવન', 'બુદ્ધિ-પ્રકાશ', 'પ્રસ્થાન' જેવાં સામયિકોના મનનીય લેખોને તે ખાસ રીતે બન્ધાવતા. આવી સો સો નકલો પોતાને ખર્ચે તૈયાર કરાવી મિત્રોને તે ભેટ મોકલતા. પ્રેમનાં પાત્રને આગળ લાવવા પ્રેમીજન તલસે છે. જ્ઞાનના તેવા તે પ્રેમી હતા.

જેમાં મનુષ્યને આનન્દ હોય છે, તેમાં તેને આપદા હોતી નથી. જે વસ્તુમાં પ્રેમ હોય છે તેમાં આનન્દ લાગે છે. જે વસ્તુમાં તાદાત્મ્ય હોય છે તે વસ્તુમાં પ્રેમ હોય છે. 'Where thy treasure is there thy mind is also. * ' જીવનમાં દરેકને એક સર્વોપરી સ્નેહ હોય છે, અને તે સ્નેહમાં

* The New Testament

કાંઈ અશક્ય જ હોઈ ના શકે—તે પ્રમાણે તે માનતા હતા તેથી માસ્તરનું મન અહોનિશ તેમના 'સર્વોપરી પ્રેમ'માં—સ્વાધ્યાયમાં પરોવાયેલું રહેતું. કામ, આનન્દ અને આરામમાં તે કાંઈ તફાવત ન પાડતા. ભમરડો ખૂબ જોસથી ફરે છે તે સ્થિતિને આરામ કહી શકાય; તેથી કામમાં આનન્દ અને આનન્દમાં આરામ લઈ લેતા. કામના, આનન્દના અને આરામના જુદા કલાકોનું વર્ગીકરણ તે કરતા ન હતા.

માસ્તરને ગામડી શાળાના મહેતાજી તરીકે જ્યારે ફક્ત સોળ રૂપિયાનો પગાર મળતો ત્યારે પોસ્ટ-માસ્તર તરીકે પણ કામ કરે તો તેમને વધુ પાંચ રૂપિયા મળી શકે તેવો નિયમ હતો. ઘણાખરા મહેતાજી આ બન્ને કામ કરીને આજીવિકા માટે થોડું વધારે મેળવી લેતા; પણ પોસ્ટ-માસ્તર અને શિક્ષકના કાર્યમાં બહુ છેટું હોઈ માસ્તરે તે કામ કરવા ઇન્કાર કર્યો. એવી હાડમારીમાં પણ 'વસન્ત' અને 'બુદ્ધિપ્રકાશ'નાં સામયિકો અને નવાં મુખ્ય મુખ્ય પ્રકાશનો તે મંગાવતા.

આવા જ હેતુથી ટ્યુશનો કરીને વધુ કમાવા તરફ તે તિરસ્કાર સેવતા. અધ્યાપન અને ટ્યુશન એ તેમને તદ્દન અસંબદ્ધ લાગતાં. તે અધ્યાપન દ્વારા આજીવિકા મેળવતા હતા. તે જાતે પણ ભૃતકાધ્યાપક હતા તેનો ખટકો તેમને હંમેશ લાગ્યા કરતો. તે કહેતા, "શિક્ષક આત્માને ઠગે છે. મારી દરેકને સલાહ છે કે શિક્ષક થવું તેમાં મહાપાતક છે.

કાન્તે મને એક વાર લખ્યુ હતું કે 'શિક્ષક' સબોધન મને વાગ્વાર મારા અધ પાતનુ સ્મરણ કરાવે છે."

એક વખતે પન્દરસોએક વિદ્યાર્થીઓવાળી મોટી શાળા ચલાવનાર એક 'મહા ઉપાધ્યાય' અમને કહેવા લાગ્યા, 'અમારી શાળામા અમે છોકરાઓને કેટલાય સજોગોમાં મારવાની શિક્ષા કરીએ છીએ. માદા માણસને ઇજેકશન આપવા રૂપી હુ ખદ ફરજ જેમ વૈદ્યને બજાવવી પડે છે તેવી ફરજ અમારે પણ અદા કરવી પડે છે આવા ઇજેકશનથી કેટલાક છોકરાઓને ઘણો ફાયદો થાય છે" માસ્તરે તેમને કહ્યું, "ગજા ઉપરાતની ફરજો લેવાની જવાબદારી લેવા કોણે ફરમાન કર્યું છે?" 'Phycian, heal thyself,' એ વાક્ય મને પણ યાદ આવ્યું.

માસ્તરને વિદ્વાનોનો સહવાસ અત્યન્ત પ્રિય હતો. મણિલાલ નભુભાઈ, કમળાશકર ત્રિવેદી, મણિશંકર રત્નજી ભટ્ટ, કલાપી, કેશવ હર્ષદ ધ્રુવ, નરસિહરાવ ભોળાનાથ દિવેટિયા વગેરે સાક્ષરો સાથે તેમને ગાઢ સસર્ગ હતો. તેમની સાથે તેમનો પત્રવ્યવહાર ચાલતો. વિદ્વાન આગળ શિષ્યની જેમ વિનમ્ર ભાવે તે બેસતા. સાહિત્ય પરિષદોમા તે અચૂક જતા.

વડોદરા, મુબઈ, કલકત્તા અને પૂનાની કૉલેજોના ઘણા પ્રોફેસરો સાથે તેમને પરિચય હતો

ત્રિભુવનદાસ ગજ્જર માટે તેમને બહુ માન હતું. ગુજરાતના વિદ્વાનો જેવા કે પંડિત સુખલાલજી, શ્રી રસિકલાલ પરીખ, મુનિશ્રી જીનવિજયજી, શ્રી રામનારાયણ પાઠક વગેરે સાથે તેમનો વિચારવિનિમય નિત્ય ચાલ્યા કરતો. વેદ જાણનારા અને અગ્નિહોત્રી બ્રાહ્મણો તથા સન્ત પુરુષોને તે હંમેશ ઢૂંઢતા રહેતા; પણ શુષ્ક અને કઠોર પાંડિત્યવાળા અને દારુણ દુન્યવી ફતેહ પામેલાઓ પાછળ તે ભટકતા માલૂમ પડતા નહીં.

માસ્તરને સંસ્કૃત સાહિત્યમાં ઊંડો રસ હતો. ભાસ અને ભવભૂતિનાં નાટકો, કાલિદાસ અને બાણની કૃતિઓ, જગન્નાથ પંડિતની 'ગંગાલહરી', જયદેવ અને ભર્તૃહરિનાં કાવ્યો અને રાવણ અને શંકરાચાર્યનાં સ્તોત્રો તેમને બહુ પ્રિય હતાં. વેદ અને ઉપનિષદોનું તે પઠન કરતા. લીલાવતીના ગણિત માટે તેમને મમત્વ હતું.

નરસિંહ, મીરાં, દાદુ, કબીર, તુકારામ, તુલસીદાસ આદિ ભક્તકવિઓનાં તલસ્પર્શી માર્મિક પદો તેમને કંઠસ્થ હતાં. આ પદો તેમની પરિમિત વાણીમાં વારંવાર નીકળી પડતાં.

ગાંધીજી અને શ્રી મહાદેવ દેસાઈનાં લખાણો માટે તે અત્યંત આદર સેવતા. 'નવજીવન' અને 'હરિજનબંધુ' તે બહુ ધ્યાનથી વાંચતા. તેમના જીવન ઉપર ગાંધીજીનો પ્રભાવ ખુબ હતો. માસ્તર ઘણુંખરું ખાદી જ પહેરતા. ગાંધીજી

'વૈષ્ણવ જન'નો જે આદર્શ આજે સમાજ આગળ ધરી રહ્યા છે તેની પ્રતિકૃતિનો સાક્ષાત્કાર બહુ અંશે મને માસ્તરમાં જણાતો.

બંગાળી સાહિત્યના તેમના પૂજ્યભાવથી તે બંગાળ અને બંગાળીઓ તરફ ખૂબ આકર્ષાયા હતા.

માસ્તર ૧૯૧૬ની સાલમાં પ્રથમ શાન્તિનિકેતન ગયા હતા. તેમની સાથે તે કુસુમબહેનને પણ લઈ ગયેલા. તે પછી તેમણે તેમના અનેક વિદ્યાર્થીઓને અને સંબંધીઓનાં બાળકોને શાન્તિનિકેતન અભ્યાસ માટે જવા ઉત્સાહ આપ્યો હતો. ઘણાં વર્ષો સુધી આવા વિદ્યાર્થીઓનો મોટો સમૂહ શાન્તિનિકેતનમાં હંમેશ દેખાતો. આ રીતે તેમણે બંગાળી સંસ્કૃતિના પ્રવાહને ગુજરાતમાં વાળવામાં અવ્યક્ત ફાળો આપ્યો હતો તે નિઃશંક છે.

શ્રીરવીન્દ્રનાથ ઠાકુર, શ્રીઅવનીન્દ્રનાથ ઠાકુર, શ્રીવિધુશેખર ભટ્ટાચાર્ય, શ્રીનન્દલાલ બોઝ, શ્રીક્ષિતિમોહન સેન ઇત્યાદિ અનેક અગ્રેસર બંગાળીઓની નિકટતા તેમણે સેવી હતી. શ્રીપુલિનવિહારી દત્ત અને મૈત્રેયબાબુ માટે તેમને ખૂબ અનુરાગ હતો.

૧૯૩૧ની સાલના શ્રી ભીમરાવ શાસ્ત્રી વીણા સાથે બંગાળી ગીતો મને શીખવતા. તે બહુ વર્ષો સુધી શાન્તિનિકેતનમાં કવિવર પાસે રહ્યા હતા તેથી તેમને ઘણાં બંગાળી

ગીતો આવડતાં હતાં. આ અરસામાં સાઠ વર્ષની વયે માસ્તર બંગાળી શીખી ગયા ! તે પછી તેમનું સઘળું વાંચન બંગાળી સાહિત્ય–તેમાંયે શ્રીરવિ ઠાકુરનાં લખાણો તરફ વળ્યું હતું તેમ કહીએ તો ચાલે.

દર થોડે થોડે વર્ષે માસ્તર બંગાળની યાત્રા કરી આવતા. શ્રીરવીન્દ્રનાથના સાહિત્યના અભ્યાસીઓમાં માસ્તરને ગુજરાતમાં અગ્રસ્થાન આપી શકાય. બંગાળાના ભક્ત-કવિઓ, બાઉલો, ભાટિયારો ( માછીમારો )નાં ગીતો તથા ચંડીદાસ અને વિદ્યાપતિનાં કીર્તનો તથા શ્રીચૈતન્યચરિતામૃત પ્રત્યે માસ્તર બહુ આદર સેવતા.

તેમને બહુ ઇચ્છા હતી કે હું બંગાળી વાંચું. તેમાં અભિરુચિ ઉત્પન્ન કરવા તે મારે માટે ગુજરાતી લિપિમાં બંગાળી સાહિત્યમાંથી ફકરાઓ લખી રાખતા.

ભાષાન્તરો દ્વારા તેમણે પાશ્ચાત્ય સાહિત્યનો આસ્વાદ કર્યો હતો. તે બહુશ્રુત હોઈને તેમને તે સાહિત્ય સંબંધી સારો એવો ખ્યાલ હતો.

માસ્તર પોતાના ગુરુ તરીકે શ્રી મણિશંકર રત્નજી ભટ્ટને સંબોધતા. ‘ કાન્ત ’ને લઈને માસ્તર પર ખ્રિસ્તી ધર્મની પણ અસર પડેલી. ‘ કાન્ત ’ના ‘ શિક્ષણના ઇતિહાસ ’નું ચિન્તન માસ્તર કર્યા કરતા. તે પુસ્તક દ્વારા જગતના આગેવાન કેળવણીકારોના વિચારોના સંગમમાં તે આવ્યા હતા.

બીજી ઊંડી અસર તેમના મામાની તેમના પર પડી હતી.

માસ્તરને બે બહેનો હતી. તેમના પર માસ્તરને ખૂબ હેત હતું. પોતાના ગામ સારસામાં સારી શાળા ન હોવાથી માસ્તર મામાને ત્યાં ભાદરણમાં ઊછર્યા હતા. મામા આજન્મ નૈષ્ઠિક બ્રહ્મચારી હતા. તેમના પિતા દર પૂનમે પોતાને ગામથી પગે ચાલીને ઠાકોરજીનાં દર્શને જતા. તેમના પિતાની નિષ્ઠા અને મામાના બ્રહ્મચર્યનો બાલમાનસ પર તીવ્ર પ્રભાવ પડ્યો હતો.

માસ્તર ક્રિયાકાંડ અને પૂજાપાઠ ધર્માન્ધતાથી કરતા નહીં. તે બધાં આહ્નિક કર્મો અને સંસ્કારવિધિઓ સારી રીતે જાણતા. તેમનામાં ધર્મ સંબંધી કોઈ પ્રકારનો વહેમ અથવા સાંપ્રદાયિક સંકુચિતતા ન હતાં. તે જ્ઞાતિબન્ધનો અને સ્પર્શાસ્પર્શ પાળતા નહીં; પણ વિધિઓ પાછળ રહેલી ભાવના તેમને ઊંડાણથી સ્પર્શતી. ઉપનયન, યજ્ઞ, અગ્નિહોત્ર ઇત્યાદિ કર્મો સંબંધી ઘણી વાર તે વિવેચન કરતાં કરતાં તન્મય બની જતા.

વિવાહસંસ્કારની પૂર્ણ વિધિ જાણવા માટે મારાં લગ્ન પહેલાં માસ્તરની પાસે હું રોજ જતી. જીવનને તે યજ્ઞરૂપ માનતા. ગૃહસ્થ અને ગૃહસ્થના ધર્મ પર તે ખૂબ ભાર દેતા.

વિવાહ ઉપચારમાં મામા કન્યાને ચોરીમાં દોરીને લઈ જાય તેવો લોકાચાર હોય છે. મામાનું સ્થાન મારા માસ્તરે

લાગે તેવા તેમના શબ્દો કલ્યાણની ભાવનાથી જ પ્રેરાતા હતા તે નિઃશંક છે.

માસ્તરને મન પૂજ્યભાવ, પ્રેમ, આદર, ભક્તિ, શ્રદ્ધા– આ બધા પર્યાય શબ્દો જેવા હતા. પ્રેમની વચ્ચે તે 'અન્યથા કલ્પના' આવવા દેતા નહીં. કોઈ વાર અમે કાંઈ ભૂલ કરતા તો વાણીમાં તો શું પણ મનમાં પણ તે નિરાશા કે આવેશના તરંગો આવવા દેતા નહીં. તેમને કદાપિ જો 'અન્યથા કલ્પના' આવી જતી તો તેમાં તેમને પોતામાં ખામી જણાતી અને તે પોતાના દૈન્યથી દુઃખી થતા.

માસ્તર માનતા કે આઘાત-પ્રત્યાઘાતોથી વ્રણ પામેલો મનુષ્ય જીવન માટે વધારે લાયક બનતો નથી. આથી બાળક રડે નહીં, ભાંગેલીતૂટેલી કે મરેલી વસ્તુને જુએ નહીં તેમ તે ઇચ્છતા. બાગમાં મરી ગયેલું ઝાડ કે ડાંખળી સુદ્ધાં તે ખસેડી દેવાનો આગ્રહ રાખતા. તે કહેતા, "નિષ્પ્રાણ વસ્તુઓ જડતા પ્રેરે છે; ખંડિત વસ્તુ પૂજામાં ન ખપે; જડતા 'જીવન'ને પ્રતિકૂલ છે." કળીઓ, અંકુર, કૂંપળ, વેલી, પ્રભાત – આવી આવી પ્રાણવન્ત અને વિકાસવન્ત વસ્તુઓ તરફ ઇંગિતમાત્રથી નિત્ય તે ધ્યાન દોર્યા કરતા. એક કીડી બીજીને ઉપાડીને જતી હોય તો તે તરફ પણ આંગળી ચીંધતા. 'પૂર્ણ,' 'અસ્ખલિત,' 'નિત્ય,' 'અમૃત,' 'જીવન,' 'પ્રાણ' એવા એવા શબ્દો તે વારંવાર યાદ દેવરાવતા.

તે કરુણાથી ભરેલા હતા. ચાલતાં ચાલતાં પગ નીચે

રખે કાંઈ કચરાઈ જશે એવી અનુકમ્પાથી તે સંભાળીને ડગ ભરતા. માર્ગ વચ્ચે ગરી પડેલું કોઈ ફૂલ કે કોઈ કીડાને તે બહુ સંભાળથી પાંદડામાં ઉપાડી લેતા અને રસ્તાની કોરણે કોઈ સુરક્ષિત સ્થાને મૂકી દેતા. સડક પર પડેલા કાચ, કાંટા વગેરે કોઈ પથિકને વાગે નહીં તેથી તે પણ ઉપાડીને બાજુએ ખસેડી દેતા.

ફૂલ ચૂંટવાં કે સૂંઘવાં તેમને ગમતાં નહીં. ઝાડને કોઈ કાપે, તરછોડે કે તેના પર પ્રહાર કરે તો તેમને બહુ ઉદ્વેગ થતો. ફૂલને અડકતાં પણ જાણે તે અચકાતા. શ્વાસ કે હાથની ગરમીથી તેને આંચ ન આવે તેની તેમને બહુ ચિન્તા રહેતી.

તેમને ઋણનો અત્યન્ત ઊંડો ખ્યાલ હતો. ઋણમુક્તિમાં તે મનુષ્યધર્મ સમજતા. અનાજનો એક કણ ખાવામાં તેમને ઋણનો ખ્યાલ આવતો: 'प्रभुकृपा मूर्तिमान् प्रति अन्नकणात्।' તે ઋણ તેમને વિશ્વની પ્રત્યેક વસ્તુ માટે લાગતું. તેથી પ્રત્યેક વસ્તુ તરફ તે કૃતજ્ઞતા, કોમળતા અને આદરથી પ્રેરાતા. આમ અહિંસા અને કલ્યાણનો 'શિવસંકલ્પ' તેમના સ્વભાવમાં આપોઆપ ઓતપ્રોત થયેલો જણાતો.

આમ તે અત્યન્ત નમ્ર હતા, તેમ છતાં તેમનામાં વેવલાપણું અને દૌર્બલ્યનો છાંટો પણ ન હતો. 'કુસુમ જેવું મૃદુ તેમનું મન વજ્રની કઠોરતા ધરાવતું.'

સામાન્યતઃ મનુષ્યોમાં જે સંજોગો મહાન આપત્તિ રૂપ

લીધું હતું. જે હાથ પર તે એક વખત મને ઊંચકીને ફર્યા હતા તે હાથ પર મારો હાથ ટેકવી હું ચોરીમાં ગઈ.

માસ્તર કહેતા કે ખેડૂતની મહેનત, આબોહવા અને જમીનનો કસ એમ સર્વની કસોટી જ્યારે ખળામાં અનાજ છૂટું કરવામાં આવે છે ત્યારે થાય છે. માસ્તરની 'ખળે-ખબર' કસોટી જ્યારે જ્યારે જીવનમાં થઈ ત્યારે ત્યારે તેને તે તરી ગયા હતા.

માસ્તર કોઈ વાર વ્યાકુલ–અસ્વસ્થ જણાતા નહીં. તે રઘવાટ પણ કરતા નહીં. તે પ્રાકૃત મનુષ્યની જેમ રાગદ્વેષ, ક્રોધ, વિલાપ કે શોકને વશ થતા નહીં. તે કદી શ્લાઘાથી ફુલાતા નહીં. યશ અને પ્રસિદ્ધિ કાજે કરાતાં કૃત્યોથી તે વિમુખ રહેતા. પોતાનાં લખાણો પ્રકટ કરવાં અને ભાષણો આપવાં તેમને ગમતાં નહીં. તે કહેતા કે "વાચાળપણાને લઈને નૂપુર પગમાં રગદોળાય છે, પણ પણ મૂક સ્વભાવવાળા હારનું સ્થાન પ્રિયતમાના કંઠમાં છે :

> गुणवानपि मौखर्यात् पादे लुंठति नूपुरः ।
> हारस्तु मूकभावेन कण्ठ वल्लभतां गत ॥ उद्भट

"સૂર્ય માન ધરીને યુગયુગાન્તરથી પોતાનું કર્તવ્ય કરે છે, પણ રથનું જે ભાંગેલું પૈડું છે તે 'કિચૂડ કિચૂડ' અવાજ કર્યા કરે છે."

તે કહેતા, "ઇનામ અને ધન્યવાદ મનુષ્યત્વને નષ્ટ કરે છે."

મહત્ત્વાકાંક્ષા તેમનામાં સદન્તર હતી જ નહીં.

તેમના મોં ઉપર વિકૃતિ આવી હોય અને તે ઊંચે સાદે આવેશથી બોલ્યા હોય તેમ મને યાદ નથી; જોકે ગાંભીર્ય, કરુણા, માર્દવ, પ્રસન્નતા, પ્રગાઢ શાન્તિ, પ્રેમ એવા એવા ગહન ભાવોની છાયા તેમના મોં પર ઘણી વાર છવાઈ જતી. કોઈ વાર મારી આગળ વાંચતાં વાંચતાં તેમના ભાવવાહી હાથ પર રોમાંચ થઈ આવતો, મોં પર ઉદય પામતા સૂર્ય જેવી રક્ત પ્રભા દીપી ઊઠતી. તે વખતે તે વાક્ય પૂરું કરી ન શકતા અને સ્ખલિત ચિત્તે ચોપડી મારા હાથમાં આપી દેતા; અને તે ફકરાને જાતે વાંચી લેવા મૂક સૂચન કરતા.

માસ્તર કોમળતાથી જે રીતે અમને બોલાવતા તે સાદ હજી મારા હૃદયને આર્દ્ર કરે છે. તે કહેતા કે "જેનાં શબ્દ, વાણી કે ઇંગિતમાં પણ કઠોરતા આવે છે તે મનુષ્ય જડ બની ગયો હોય છે. જે પાત્રમા તડ પડી છે તે પછી કદી આખું નથી બોલતું."

પણ માસ્તરની વાણી કેટલાકને કઠોર લાગતી ને તે વ્યંગમાં બોલતા હોય તેમ પણ તેમને લાગતું; પણ તે વ્યંગ ન હતો. તે સંજ્ઞાવાચક ભાષા હતી. તેવી ભાષા સમજનારા સમજશે તેમ માની જે સત્ય હોય તે તે કહી દેતા. કઠોર

ગણાય તેવા સંજોગોમાં તે સહનશીલ, સાહસિક, ધૃતિમાન, નિર્ભય જણાતા.

ઘણી વાર તેમને પૈસાની તાણ પડતી, પણ તેની ચિન્તા તે કરતા નહીં. તેમના આપ્તજનનાં મૃત્યુના પ્રસંગોમાં તે અજબ ટેક સાથે વીરતા બતાવતા. આવા કેટલાક પ્રસંગો મને યાદ આવે છે. તેમના શિષ્યો અને મિત્રોના મરણપ્રસંગોમાં– તેમના ભાણેજ, તેમના જમાઈ કનકરાય અને મારા ભાઈ સુહૃદના પ્રસંગો વખતનુ તેમનુ મનોબલ દૃષ્ટાતરૂપ હતું.

કટ્ટરપન્થી બ્રાહ્મણ જ્ઞાતિમાં માસ્તરનો જન્મ થયો હતો; તેમ છતાં બહુ મોટી વયે કુસુમબહેનના લગ્ન થયાં. પુત્રીના લગ્ન વખતે માસ્તરની ઉમ્મર પાંસઠ વર્ષની હતી. તેમની આર્થિક સ્થિતિ સામાન્ય હતી. આવી આર્થિક સ્થિતિમાં આ ઉમ્મરે રૂઢિઓનો સંપૂર્ણ ઇન્કાર કરવો તેમાં તેમની હિમ્મત અને નીડરતાનો ખ્યાલ આવી શકશે. લગ્ન પછી એક વર્ષે કુસુમબહેનને પુત્ર જન્મ્યો. એક મહિના પછી માસ્તર બે દિવસ માટે બહારગામ ગયા. તેમની ગેરહાજરીમા તેમના જમાઈ અકસ્માત્ અવસાન પામ્યા. માસ્તર બહારગામથી તરત જ પાછા આવ્યા. માસ્તરના મુખ પર ગાભીર્ય હતું, પણ તેમણે સહ્જ આશા, ફિટકાર, કલ્પાન્ત વગેરે દીન અને પ્રાકૃત ભાવો લગીર પણ દર્શાવ્યા ન હતા. તેવાં તેમના આત્મસંયમ અને આત્મનિષ્ઠા હતાં.

બીજો પ્રસંગ ચિત્રવત્ મારી સામે દેખાય છે. મુંબઈમાં

મારા ભાઈ માંદા છે. દસ દિવસ તે માંદા રહ્યા. માસ્તર રોજ નીચે કલાકોના કલાકો બેસી રહે છે. તે Busybodyની જેમ પોતાની મહત્તા બતાવવા રઘવાટ કરતા નથી. મારા ભાઈ સવારે ચાર વાગ્યે અવસાન પામ્યા. અમે તેમને લઈ બાણગંગા જઈએ છીએ. ત્યાં મારાં માતા અને પિતા તેમના સન્તાનનો અન્તિમ સંસ્કાર—અગ્નિસંસ્કાર કરે છે. પાછળ મહોદધિ, મહાકાશ, આગળ કાળી શિલાઓથી આચ્છાદિત પૃથ્વી, સમુદ્રકિનારે હોય તેવો વેગપૂર્ણ વાયુ અને મારા ભાઈની ચિતાનો અગ્નિ: આમ જળ, આકાશ, પૃથ્વી, વાયુ અને અગ્નિ તે પાંચેમાંથી આવેલા અને પાછા તે પાંચેમાં પંચત્વ પામતા મારા ભાઈના બળતા દેહને જોતા હું કાંઈ આશ્વાસન પામું છું. અન્ય સ્નેહીજનો અને અમે ભાઈભાંડુઓ સાથે મારાં માતપિતા બેઠાં છે. પવન સાથે ચિતા પરથી ઊડતી રાખ મારાં ગાત્રોને બાળે છે અને ટાઢક પણ દે છે. મારા માસ્તર સિત્તેર વર્ષની વયે ત્યાં ચિતા પાસે કલાકો સુધી સતત ઊભા રહે છે. ચિતાને પ્રજ્વલિત રાખવા દરેક યત્ન તે કરી રહ્યા છે. ચિતામાં અસ્થિના નહિવત્ અવશેષ રહેતા અમે ઘેર જઈએ છીએ; પણ માસ્તર તો ત્યા જ ઊભા છે અસ્થિના ફૂલ થઈ જતા તેમાથી અર્ધા તે સમુદ્રમાં અર્પે છે, બાકી ૧ અવશેષ તાંબાના એક પાત્રમા ધરી શુદ્ધ વસ્ત્રથી ઢાંકી તે મારી માતાને આપી જાય છે.

'એકલો જનાર તે વીર' એમ તે વીરની વ્યાખ્યા કરતા.

' હરિનો મારગ છે શૂરાનો નહીં કાયરનું કામ જોને ' તે ટૂંક તે વારંવાર બોલતા. તે કહેતા સિંહ પ્રવાહની સામે તરવામાં આનન્દ માણે છે. તેવા પુરુષાર્થ તરફ તે આગ્રહ રાખતા. તે ઘરછોડ ( Compromise )માં માનતા નહીં, અને કહેતા કે ' અયોગ્ય સહનશીલતા ભીરુતા છે. '

માસ્તર કહેતા, " જે બીજાને દબાવે છે તે જાતે પણ દબાય છે." માસ્તર કોઈને દબાવતા નહીં અને જાતે દબાતા નહીં. તેવી તેમને સ્વતંત્રતા વહાલી હતી.

સાંસારિક-દૃષ્ટિએ માસ્તરમાં વ્યાવહારિક બુદ્ધિ નથી તેમ લાગતું. સંગ્રહ તેમના હૃદયથી વિરુદ્ધ હતો. શિક્ષક તરીકે તેમને જે વેતન મળતું તે જ તેમની કમાણી હતી. ઘણા શ્રીમન્તોને ત્યાં પ્રથમ શિક્ષકો તરીકે આવેલા માણસો પછીથી વેપાર કરતા થઈ જાય છે. ' લોહચુમ્બક ભારેમાં ભારે લોઢાને આકર્ષી શકે છે, પણ સોનાની એક રજને આકર્ષવા એ અસમર્થ હોય છે. ' તેમ માસ્તર પોતાના સ્વાધ્યાય સિવાય બીજી કોઈ બાબતમાં રસ બતાવતા નહીં. તેમણે કદી પાવલી બચાવી ન હતી કે જેથી તે શેરો ખરીદે, બેન્કમાં ખાતું ખોલે, વીમો ઉતરાવે, વેપાર કરે કે મિલકત ખરીદે. તેમનું જીવન બહુ જ સાદું હતું. જ્ઞાન સિવાય બીજા એકેના તે ' બંધાણી ' ન હતા. તેમના ઘરમાં ખપ પૂરતી તદ્દન આવશ્યક વસ્તુઓ જ હતી.

કુસુમબહેન માટે તેમને અપૂર્વ વાત્સલ્ય હતું, છતાં

તેમને માટે ઘરેણાં લૂગડાંના આડમ્બર માટે તેમની પાસે કદી પૈસા ન હતા; પણ પુસ્તકો માટે તેમને તેમની 'દરિદ્રતા' વારી શકતી નહીં. તેમણે કેવી હાડમારી વેઠી પુસ્તકો ખરીદ્યાં હશે તે પ્રભુ એકલો જાણતો હશે! તેમના દરેક પુસ્તક પર કુસુમબહેનનું નામ હતું. તેમના વારસો માટે આ એક વારસો તે મૂકી ગયા છે.

કેટલાક તેમને પૂછતા કે "તમારી પ્રતિષ્ઠા આટલી અમદાવાદ શહેરમાં છે તો શું કરવા આર્થિક-અગવડો ભોગવો છો?"

માસ્તર તેમને કહેતા, "પ્રતિષ્ઠ શું છે તે હું જાણું છું તેથી."

તેમનાં પત્ની અને તેમનાં ચાર સન્તાનો ઉપરાન્ત બીજાં ઘણાંનું ભરણપોષણ તે કરતા. મહેમાનો વગર તેમનું ઘર કદી સૂનું ન રહેતું. ગામડિયાઓ, સન્તો, વિદ્વાનો, વિદ્યાર્થીઓ અને સગાઓ—એવા મહેમાનોના શંભુમેળા જેવું તેમનું ઘર હંમેશ રાચતું. તેમના બારણા પાસે પોપટનું પાંજરું હતું અને ઓસરીમાં હીંચકો હતો. બારણા આગળ જોડાના ઢગલા હોય જ. આ જોડા તેમના ઘરમાં કેટલા જણ છે તેનો ખ્યાલ આપતા.

માસ્તરે અનેક વાર 'જ્ઞાનયજ્ઞો' કરેલા. તે કોઈ એક વિદ્વાનને વ્યાખ્યાન આપવા માટે પોતાને ઘેર બોલાવતા. તેવા વિદ્વાનો પરપ્રાન્તના હોઈ તેમને ત્યાં જ ઊતરતા. ગામમાંથી તેમ જ પરગામથી પણ શ્રોતાજન આવતા. આ

બધાંની ખાવારહેવાની ગોઠવણ માસ્તર જાતે કરતા. સૂર્યના અક્ષયપાત્રની જેમ માસ્તરને ત્યાં ખોટ જણાતી નહીં. આવેલો કોઈ ભૂખ્યો પાછો જતો નહીં. આવા સંજોગોમાં માસ્તરે પોતાની જરૂરિયાતો જતી કરી હશે, આગન્તુકને પોતાની થાળી ધરી હશે, અનશનવ્રત પણ કર્યું હશે! આવા પ્રસંગો તેમના અન્તરાત્મા વિના બીજું કોઈ જાણવા પામ્યુ નથી!

તેમને ત્યાં આવેલા અતિથિમાં કોઈ પ્રકારનો ભેદ ન રખાતો. આનો એક દાખલો અહીં નોંધું છું:

મારાં લગ્ન પછી હું એલિસબ્રિજ રહેવા આવી. માસ્તર સ્વસ્તિક સોસાયટીમાં રહેતા. સવારે તે મારે ઘેર ઘણી વાર આવતા. બપોરે જમવાને વખતે એક અને બેને સુમારે તે ઘેર જતા. તે વખતે અમારી મોટરમાં આગ્રહ કરી તેમને હું ઘેર મોકલતી. એક દિવસે મને મારા શૉફરે કહ્યું, "मास्तरजी के वहां मैंने जैसा भोजन और घृत खाया वो कहां भी न खाने पाया।" આવા 'મારા માસ્તર' હતા. તેમને મૂકવા જનાર શૉફર પણ તેમની ઉદારતાનો સ્વાદ કર્યો વગર પાછો ન આવતો! અમારા શૉફરે અનેક પૈસાદાર લોકોનાં ઘરમાં ખાધું હશે, પણ માસ્તરને ત્યાંના જેવી તૃપ્તિ તેણે ક્યાંય અનુભવી ન હતી! માસ્તરમાં તેવી 'શ્રીમન્તાઈ હતી.'

માસ્તર બીજાની માવજત અને આગતાસ્વાગતામાં મચ્યા રહેતા, પણ તે પોતાની જાત માટે બીજાની સેવા સ્વીકારતાં

સંકોચાતા. કોઈ જાતની ઇચ્છા કે જરૂરિયાત તે પ્રકટ જ કરતા નહીં. તેમનાં આધિ કે વ્યાધિ કોઈ જાણવા પામતું નહીં; અને તેથી તેમણે પોતાની ચાકરી કોઈની પાસે ભાગ્યે જ કરાવી હશે! પોતાને માટે ભાગ્યે જ કાંઈ માગ્યુ હશે.

માસ્તરનું ઘર નાનું હતું. અભ્યાસ માટે શાન્તિ અને એકાન્ત તેમને બહુ પ્રિય હતાં. પણ ભરેલા ઘરમાં તે કેવી રીતે મેળવતા હશે તે આશ્ચર્યજનક હતું. 'જ્યારે બધાં સૂતાં હોય ત્યારે સંયમી જાગે છે.' મારા માસ્તર બધાંના આરામના સમયે સ્વાધ્યાય માટેની શાન્તિ શોધી લેતા; તેથી તે પરોઢિયે વહેલા ઊઠતા અને બપોરે સૂતા નહીં.

બગીચામાં, ઝાડ નીચે, નદીકિનારે એવા કુદરતી વાતાવરણમાં બેસવું તેમને બહુ ગમતું. ત્યાં આવેલા પ્રસ્વેદજીવીઓ સાથે વાતો કરવામાં તે બહુ રાજી થતા. તે ઘણી વાર બાળકના જેવું મુક્ત હાસ્ય કરતા, ભંગી, રબારી, માળી, પહેરાવાળા વગેરે તેમની પાસે દિલ હળવું કરતા.

કોઈ વાર ઉપરથી જોનારને લાગે કે આ ઉદારતા માસ્તરની દુર્બળતા છે. અયોગ્ય માણસો તેમની ભલમનસાઈનો લાભ ઊઠાવતા ત્યારે તેમના મિત્રો તેમને આવી બાબતોમાં ચેતવતા અને વારતા અને ઠપકો પણ દેતા.

જ્યા સ્પૃહા ત્યા ભય; જ્યા ભય ત્યાં ગણના હોય છે. તેથી જ્ઞાન જિજ્ઞાસામાં જેની સર્વ કામનાઓ પ્રવેશી ચૂકી છે તેવા એકનિષ્ઠ પુરુષને સાંસારિક ગણનાઓ હોતી નથી.

તેવો જિજ્ઞાસુ સ્વાન્તઃસુખમાં લીન છે. તે લિપ્સાથી પર છે. સર્વગ્રાસી લોકાપવાદ અને અભિપ્રાયોનાં ધોરણો તેવા ત્યાગી અને દૃઢવ્રતને લાગુ પાડી શકાતાં નથી. તે તેવાં ધોરણોનો ભોગ બનતા નથી. સર્વ શક્તિઓને યથાશક્તિ સત્ય પાછળ રોકનાર તે ક્લેશકંકાસ ઉપજાવનારી લોકગણના તરફ ઉદાસીન હોય છે.

માસ્તરને પોતાના જીવનમાં વ્યવહારની જરૂર ન હતી, પણ તે વ્યવહારને જાણતા. તે પોતાના પૈસાનો હિસાબ રાખતા નહીં, પણ બીજાની એક દમડીને થાપણરૂપે માની ચીવટથી તેને સંભાળતા. અમારા રૂપિયા તેમની પાસે હોય તો પાઈએ પાઈનો હિસાબ તે લખી રાખતા.

ઘરમાં પહેરાવાળા, રસોઇયા, ધાત્રી વગેરે નોકરો કેવા હોવા જોઈએ, રસોઈ કેવી રીતે થવી જોઈએ, ધાન-ફળ ફૂલ-શાક વગેરેની સંભાળ, સ્વચ્છતાના ઉપાયો, ઔષધિ અને વનસ્પતિના ઉપયોગો, શિષ્ટાચાર વગેરે સંબંધી તેમની પાસે પુષ્કળ માહિતી સાથેના નુસખા અને ઇલાજો હતા. તે કોઈ વાર આવી વિગતો તરફ જ્યારે ધ્યાન ખેંચતા ત્યારે તેમની ઝીણી નજરનું દર્શન થતાં હું અવાક્ બનતી.

સારા ગણાતા લોકોમાં પણ કોઈનો કાગળ પડ્યો હોય તો દૃષ્ટિપાત નાંખી લેવાની વૃત્તિ, કોઈ વાત કરતું હોય તે સાંભળી લેવાની વૃત્તિ સર્વસામાન્ય છે; પણ માસ્તરને કોઈ પરબીડિયું ટપાલમાં નાંખવા આપ્યું હોય તો તે સરનામા પર પણ પોતાની નજર પડવા દેતા નહીં.

' તેમનું અવલોકન સૂક્ષ્મ હતું, પણ તે છિદ્રો શોધવા અને નિન્દા કરવામાં કદી રસ બતાવતા નહીં. કોઈ વાર મોરી અથવા બીજાની અંગત વાત કહેવા હું ઇચ્છા બતાવતી તો તે સાંભળવા તે અનિચ્છા દર્શાવતા. તે કહેતા, "કોઈની ઊંડી વાત ધારણ કરવા જેટલી શક્તિ મારામાં નથી. કોઈના દુઃખની વાત સાંભળવી હોય તો તેનો ઇલાજ કરવા–તેને મદદ કરવા માટે તત્પર રહેવું જ જોઈએ. પણ તેવી જવાબદારી માટે મારામાં તૈયારી નથી." વળી તે કહેતા, "'જિજ્ઞાસા કાજ દર્દીની વાતો ના સૂણવી ઘટે.' જે સહૃદયતા ભાવમાં જ આવીને અટકે છે તે સહૃદયતા નથી."

તેમ વાત ન સાંભળવામાં તે ઓછા સહૃદય કે બિનજવાબદાર હતા તેમ ન હતું. તે તત્ત્વમાં માનનારા હતા. વિગતો તેમને માટે ક્ષણભંગુર હોઈ અનાવશ્યક હતી. તે કોઈ દિવસ દોષારોપણ, 'નુક્તેચિની' કે આક્ષેપ પણ કરતા નહીં. તે કોઈ વખત સારાસાર પર ભાષણો કે સલાહ આપતા નહીં. તે પણ જે વિશાળતાથી તે વાત કરતા તે નાનાં નાનાં ક્ષેત્રોમાં અસર પહોંચાડતી–પ્રકાશ નાખતી–માર્ગ બતાવતી.

આમ કોઈ વાર મારા મનની વાત જાણ્યા વગર તે મનની મૂંઝવણો જાણે ટાળતા. જે સમયને ઉચિત હોય તેવો સન્દેશો–આદેશ–આશ્વાસન–દર્શન લઈ ને તે આવતા.

મારા માસ્તરનું હૃદય આમ સંવેદનને જાણતું. આવા અનુભવ તે કરતા અને કરાવતા. આને તે 'હૃદયનુ સમકાલીન નૃત્ય' કહેતા.

અમે મોટાં થયાં અને સહુ પોતપોતાનાં કામમાં પડયાં તે પછી પણ અમારો સ્વાધ્યાય તો ચાલુ જ હતો. પણ માસ્તરને નિયમિત મળવું તથા તેમની સાથે અધ્યયન ચાલુ રાખવું તે મુશ્કેલ બન્યું હતું. અધ્યાપન વગર માસ્તર ઝૂરતા હોય તેવું લાગતું. કોઈ નદીના મુખ પર પથ્થર દાબી દીધો હોય અને 'સ્વર્મભંગ' પામેલી નદી જે વ્યથા અનુભવે તે વ્યથા અધ્યાપન વગર તે અનુભવતા, અધ્યાપત તેમનું આત્માવિષ્કરણ (self-expression) હતું. કોઈ કલાકાર આત્માવિષ્કરણ વગર રૂંધાય તેમ માસ્તર પણ અધ્યાપન-વગર રૂંધાતા. અધ્યાપન અર્થે પાત્રની શોધમાં તે સિત્તેર વર્ષની વયે મુંબઈ ગયા. તેમના પ્રવાહને ઝીલવા અમે અસમર્થ બન્યાં, અને આવી વૃદ્ધ વયે તે મુંબઈ ગયા. તેમની આ શોધમાં એક પ્રકારનુ કારુણ્ય મને દેખાતું. તેનો ખટકો આજે પણ મને લાગે છે.

આમ બે વર્ષ મુંબઈ ગાળ્યા પછી તેમને પક્ષાઘાત થયો છે તેવી ખબર મળતાં અમે તેમની પાંસે મુંબઈ ગયાં. તે બેશુદ્ધ હતા. શુદ્ધિમાં હતા ત્યારે છેલ્લી ક્ષણ સુધી તે વાંચતા અને લખતા હતા. પ્રગાઢ શાન્તિ તેમના મુખ પર વિસ્તરેલી હતી. તેમના બ્રાહ્મણત્વનું વર્ચસ્વ તેવું ને તેવું જ હતું. તે પછી બીજી જ સાંજે માસ્તરનો શ્વાસ વિરમી ગયો.

લીનાબહેન મંગળદાસ

✡

## કરુણાશંકર

### ( શિક્ષક અને સંસ્કારકર્તા )

૧

વીશમી સદીના પહેલા દશકામાં કરુણાશંકર લબ્ધપ્રતિષ્ઠ શિક્ષક હતા.

મહીકાંઠા એજન્સીની સરકારી છાવણીના ગામમા સાદરા કૅમ્પમાં એક અગ્રગણ્ય વકીલને પહેલા પુત્રને ક્યાં, કઈ હાઈસ્કૂલમાં ફૉર્થમાં દાખલ કરવો એ પ્રશ્ન મૂંઝવતો હતો. શહેરમાં—અમદાવાદમાં—છોકરા બગડી જાય—ખાસ કરી ગામડામાંથી ભણવા આવતા અને એકલા રહેતા છોકરાઓ—એવી માન્યતા ચાલતી હતી. એટલે અમદાવાદ પાસે છતાં અને પોતાને વધારે સગવડવાળું છતા બીજાં સ્થળો પોતે શોધતા હતા, જ્યા શિક્ષણ સારુ હોય, અને જીવન શિસ્તવાળું અને સાદું હોય! 'મોતીભાઈ અમીનની પેટલાદની હાઈસ્કૂલ-માં કરુણાશંકર કરીને એક ઉત્તમ શિક્ષક છે. એની વાત જ

જુદી છે. એ બીજા શિક્ષકો જેવા નહિ. ત્યા રસિકને મોકલો.' આવી વાત ઘરમાં થતી. કંઈ તપાસ પણ થઈ હશે. ત્યાં ખાવાનું જાડું કે એવા કોઈ કારણે દાદીમાની નાપસંદગી ઊતરી હશે. છતાં અમદાવાદ કરતાં ચરોતર સારું એ માન્યતાને લીધે અને હેડમાસ્તર શ્રી દલાલના નાનાભાઈ શ્રી ત્રિભુવનદાસના ખાસ આગ્રહથી નડિયાદ, સરકારી હાઈસ્કૂલમાં છોકરાને મોકલ્યો; જ્યાં ચાર દિવસ હૉસ્ટેલમાં રહી ઘી વિનાની બાજરીની ભાખરી ( મોળિયાં ) ઉપર આંસુ ઢાળી સોએક રૂપિયાનું પાણી કરી કુંવર નાસી આવ્યો ! અને શિસ્તના હિમાયતી ' છોટાભાઈ સાહેબે ' ઠાકોરશાહી રીતે કુંવરને દેશનિકાલ નહિ તો ' ઘરનિકાલ ' કર્યો ! છતાં દાદીમાના પ્રતાપે તેમનું બહુ ચાલ્યું નહિ, અને ' છોકરો પોચો છે ' એમ મનને નિરાશ કરી વાળ્યું, અને અમદાવાદ ભણવા મોકલ્યો.

પ્રોપ્રાયટરી હાઈસ્કૂલમાં એ વખતે એક કરુણાશંકર નામના માસ્તર હતા, તે આ પેલા કરુણાશંકર એવો ભ્રમ થોડો વખત એ છોકરાને રહ્યો; પણ એને કરુણાશંકરના શિષ્ય થવાનું ત્યારે તો ભાગ્ય ન સાંપડ્યું.

છતાં પણ કરુણાશંકર મનમાં પ્રવિષ્ટ થઈ ગયા.

૨

૧૯૧૨માં પિતાનું અવસાન થયું, છતાં તેમની ઇચ્છા

પ્રમાણે પૂને ફર્ગ્યુસન કૉલેજમાં ભણવા જવાનું થયું. ત્યાં ગુજરાતી વિદ્યાર્થીઓની સંખ્યા ઠીક પ્રમાણમાં હતી. હું તો પિતાની ઇચ્છાને કારણે ત્યાં ગયેલો, પણ આ બીજા કેમ આવ્યા છે તેની પૂછપરછ કરતાં બે પ્રકાર જણાયા. એક સમુદાય ગોંડલના વિદ્યાર્થીઓનો હતો. ગોંડલના રાજા સર ભગવતસિંહજીએ ફર્ગ્યુસન કૉલેજને હૉસ્ટેલ બાંધવા દાન આપેલું તેમાં એક શરત એવી હતી કે ગોંડલના દશ કે બાર વિદ્યાર્થીઓને મફત ભણવાનું અને રહેવાનું મળે. બીજી સંખ્યા ચરોતરના વિદ્યાર્થીઓથી હતી. તેમને પૂછતાં જણાયુ કે ફર્ગ્યુસન કૉલેજમાં પટવર્ધન કરીને ઇંગ્લિશ પોએટ્રીના ‘ સરસ ’ શિક્ષક છે તેમના આકર્ષણથી કેટલાક આવ્યા છે. આ ખબર એમને શી રીતે પડી અને કોના કહેવાથી તેઓ આવ્યા છે, એ સંબંધી પૂછતાં ખબર પડી કે કરુણાશંકર માસ્તરની પ્રેરણાથી.

આ પેલા કરુણાશંકર, જે નાનપણમાં મનમાં પ્રવિષ્ટ થઈ ગયા હતા ! ચરોતરના વિદ્યાર્થીઓમાં દેસાઈભાઈ મારા મિત્ર બની ગયા. મુખ્યત્વે તેમની પાસેથી અને બીજાઓ પાસેથી સમર્થન રૂપે કરુણાશંકર નામની વિભૂતિનું શ્રવણ થયુ. મને સારા શિક્ષકોનો લાભ મળ્યો હતો; જીવનનું સંસ્કરણ કરે એવા પણ એકાદ હતા. પણ આ તો જાણે નવી જાત ! જેમના વિદ્યાર્થીઓ એમને વિષે બોલતાં-વખાણતાં થાકે જ નહિ : બધા જાણે કે કરુણાશંકરથી ભરેલા ! ખાસ કરીને કરુણા-

શંકર કવિતા શીખવે એની વિશેષતાઓ સાંભળતો. એ કવિતાશિક્ષકે પોતાના વિદ્યાર્થીઓમે પ્રો. પટવર્ધન પાસે અંગ્રેજી કવિતા શીખવા મોકલ્યા છે ! મારો જીવ પણ કવિતારસિયો હતો, કવિતા લખવા કેટલાંક વર્ષથી પ્રયત્નશીલ હતો અને પ્રો. પટવર્ધનના અંગ્રેજી કવિતાના વ્યાખ્યાનોમાં રસમગ્ન રહેતો હતો એટલે હું પણ કરુણાશંકરને ચાહવા લાગ્યો.

દેસાઈભાઈ સાથેની વાતોમાંથી તે સમયે પણ મનમાં છાપ પડી ગઈ કે કરુણાશંકર ફક્ત શાળા પૂરતા વિદ્યાર્થીના શિક્ષક ન હતા, પણ શાળા બહાર વિદ્યાર્થીના જીવનશિક્ષક પણ હતા. પેલા ઉપદેશક શિક્ષકો જેવા નહિ, પણ કવિતા દ્વારા હૃદયસંસ્કારક શિક્ષક હતા.

ગુજરાતની બે વિશિષ્ટ વ્યક્તિઓનો મહિમા પૂનામાં સાંભળ્યો : કરુણાશંકર માસ્તરનો અને મોતીભાઈ અમીન સાહેબનો.

૩

ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના ૧૯૨૦માં થઈ ગઈ. ૧૯૧૯માં ગ્રેજ્યુએટ થયેલો હું એમાં શિક્ષક તરીકે જોડાઈ ગયો હતો. ગુજરાત વિદ્યાપીઠની બે સંસ્થાઓ હતી : ગુજરાત મહાવિદ્યાલય અને ગુજરાત પુરાતત્ત્વમંદિર. ગુજરાત પુરાતત્ત્વમંદિરના આચાર્ય હતા મુનિ જિનવિજય અને એના

મંત્રીઓ હતા શ્રી કાકાસાહેબ કાલેલકર અને કાચી ઉમ્મરનો હું.

કોઠાવાલાના બંગલામાં પુરાતત્ત્વમંદિર બેસતું. આચાર્ય જિનવિજયજીને તે વખતે અનેક વ્યક્તિઓ મળવા આવતી. તેમનો મને પણ પરિચય-લાભ મળતો.

એક વખતે એક સૌમ્ય મુખમુદ્રા, સ્મિતમૂર્તિ, જીવતી સજ્જનતા, સાત્ત્વિકતાની છબિ જેવા ગૃહસ્થને મેં મુનિજીની સામે શેતરંજી ઉપર બેઠેલા જોયા. હું આકર્ષાઈને ત્યાં ગયો. મુનિજીએ મારી ઓળખાણ કરાવી. પણ એમને એ ગૃહસ્થની મને ઓળખાણ કરાવવાની જરૂર ન લાગી: કરુણાશંકરને ન ઓળખું એવો અણઘડ તો હું ન હોઉં એવી ધારણાએ. એ વાત બીજી રીતે સાચી હતી. કરુણાશંકરના મહિમાનું શ્રવણ તો મેં કર્યું હતું. મહિમામૂર્તિનું પ્રત્યક્ષ દર્શન થતાં જાણે કોઈ પૂનમની ચાંદની જેવી સૌમ્ય મહત્તાની છાયામાં હું હોઉં એવું ભાન થયું. પણ અજાયબી તો એ થઈ કે જાણે હું એમનો કેવોયે પ્રિયજન હોઉં તેમ કરુણાશંકર મારી સાથે વર્ત્યા અને વાત કરી, અને મારાથી તો પ્રથમ દર્શને જ નિમંત્રણ અપાઈ ગયું કે મારે ઘેર આવો. જાણે કે કશું જ નવું ન હોય તેમ તેઓ મારી સાથે માદલપુર મારે ઘેર આવી ગયા. વડીલોના પ્રીતિપાત્ર થવું એ મદ્‌ભાગ્ય છે; ખુદાની મહેર છે.

૪

આ વખતે કરુણાશંકરની શિક્ષકધર્મની સાધનાનો એક યુગ – મહત્ત્વનો યુગ પૂરો થઈ ગયો હતો, કોસિંદ્રાથી પેટલાદ સુધીનો. એ સાધનાનો પરિપાક પણ થઈ ગયો હતો. છતાં કાંકલા રીઢા થઈ ગયા ન હતા. કોઈ તાજગીવાળા છોડને ઊગે એવા નવા પ્રરોહો તેમની સાધનામાં ઊગતા હતા. એમના સમાગમમાંથી આ સાધના જાણવાનો, સમજવાનો, વિચારવાનો લાભ મને મળતો. પણ જીવનનું મોટું સુખ તો તેમને મળવાનું હતું, તેમના સાન્નિધ્યમાં રહેવાનું હતું. આની સંસ્મૃતિ શબ્દબદ્ધ થઈ શકતી નથી. અંગત લાગણીઓમાં રસ અંગત માણસોને જ હોય. અવસાન પછી પણ જેમની મને મનોમન સાક્ષી રહ્યા કરે છે તેમાંના કરુણાશંકર છે.

૫

એમનું શિક્ષણનું બાઈબલ – એક રીતે જીવનનું – મણિશંકર રત્નજી ભટ્ટનો 'શિક્ષણનો ઇતિહાસ.' ગુજરાતી ભાષામાં આ એક અપૂર્વ વ્યુત્પત્તિવાળો ગ્રંથ છે. પણ કરુણાશંકર એનાથી અધિક હંમેશાં મને લાગતા. એમની પ્રતિભા એમને કોઈ રૂઢિમાં બંધાવા દે એમ હતું નહિ. એમની શિક્ષણ ફિલસૂફી એમની પોતાની હતી, બહુ સાદી હતી. 'બાળકનું મન ભરેલું રાખો. થોડુંક જોખમ, નુકસાન કે ગેરલાભ વેઠીને

ચારિત્ર ઉદાત્ત કરવાનું આ તેમનું પરમસૂત્ર. માબાપના જીવનમાં બાળક પહેલું, શિક્ષકના જીવનમાં વિદ્યાર્થી પહેલોઃ આ તત્ત્વ તેમના પિતા તરીકેના જીવનમાં અને શિક્ષક તરીકેના જીવનમાં મૂર્ત થયેલુ હતું; કેવળ ઉપદેશનો જ વિષય ન હતો.

એમની શિક્ષણશૈલીમાં શબ્દોનો અભ્યાસ એ મહત્ત્વનું અંગ હતું. સંસ્કૃત અને ગુજરાતી સાહિત્ય અને પછીથી બંગાળી – ખાસ કરીને ગુરુદેવ રવીન્દ્રનાથ – નુ એમનું અવગાહન, શબ્દકલ્પદ્રુમની ખાણમાં એમની વારંવાર થતી લાંબી ડૂબકીઓ અને આ બધાની મનોહર અક્ષરોમાં નોંધો – આ એમની સમૃદ્ધિ. ' શબ્દોના સર્વોપરી ઉપયોગો બાળકને બતાવવા જોઈએ, ' આ એમનું pedagogics.* આ સંદર્ભો બતાવતાં તે નાનામોટા વિદ્યાર્થીને – હું મારી જાતને તેમનો મોટો વિદ્યાર્થી ગણતો હતો – સંસ્કૃત, બંગાળી અને ગુજરાતી સાહિત્યના ઉત્તમ અંશોને શીખવી દેતા. આ પનદગીમાં ભાષાજ્ઞાન, સાહિત્યની અભિરુચિ અને યથાર્થ શબ્દો વાપરવાની આવડત શીખવવાનો ઉદ્દેશ તો રહેતો, પણ એમનો ગર્ભિત અને મુખ્ય ઉદ્દેશ તો બાળકના હૃદયને સંસ્કારવાનો રહેતો.

કરુણાશંકરને મન વાઙ્મય ઉપાસના અધ્યાત્મ ઉપાસના

* શિક્ષણશાસ્ત્ર સંપાદક

જેવી હતી. શંકરાચાર્યના કહેવાતા એક સ્તોત્રમાં ડુક્રુઞ્કરણેનુ સૂત્ર ઘડપણ સુધી રટતા એક બ્રાહ્મણનો ઉપહાસ છે. તે વિષે એક વાર કરુણાશંકરે કહેલું કે 'મને શંકરાચાર્યની આ રીત પસંદ નથી. ઘડપણ સુધી ડુક્રુઞ્કરણેનો ઉપાસક તો વંદ્ય છે.' એમના ભાવનાવાહી સાત્ત્વિક–સચ્ચારિત્ર–આદર્શનિષ્ઠ જીવનમાં આ વાઙ્મય ઉપાસના પરાકોટિની હતી.

૬

સંસ્કારવિધિ કરનાર બ્રાહ્મણ 'સંસ્કારકર્તા' કહેવાય છે. કરુણાશંકર જુદા સંદર્ભમાં 'સંસ્કારકર્તા' બ્રાહ્મણ હતા. એ બ્રાહ્મણ હતા–જન્મથી તો હતા જ: ભારત વર્ષમાં અસંખ્ય છે; પણ તે ગુણથી બ્રાહ્મણ હતા. એમણે કોઈને સંસ્કારવિધિ કરાવી છે કે નહિ તે હું જાણતો નથી: પણ તેઓ એક વખતે ગુજરાતના એક પ્રદેશના અને તેમાં વસતી મુખ્ય કોમના સંસ્કારકર્તા હતા : ચરોતરના અને તેની મુખ્ય પાટીદાર કોમના.

આ બ્રાહ્મણના કાર્યની નોંધ જો બરાબર લેવાય તો કદાચિત્ આખા ભારતમાં એની જોડ દુર્લભ દેખાશે.

પ્રાચીન પરંપરા કહે છે કે ઋષિમુનિઓ અને શ્રમણ-તપસ્વીઓ ભારતના અને એશિયાના જુદા જુદા ભાગોમાં વિચરતા અને પ્રજાઓને 'આર્ય સંસ્કાર' (જાતિવાચક નહિ, ગુણવાચક), આર્ય ધર્મ આપતા. આપણા યુગમાં

આ કાર્ય કરુણાશંકરે કર્યું છે એમ કહું તો તેમના રહ્યા-સહ્યા વિદ્યાર્થીઓ એમાં અતિશયોક્તિ નહિ ગણે. કરુણાશંકરે પુસ્તકો લખ્યાં નથી. નમ્રભાવે તેઓ કહેતા કે પોતાનો એ અધિકાર નથી; અને બીજાની એવી અનધિકાર ચેષ્ટા જોતા તો તેઓ દુઃખી થતા. એટલે એમનાં કાર્ય માટે પુસ્તકો સાક્ષી નથી, પણ એમના વિદ્યાર્થીઓ એમના કાર્યના સાક્ષી છે—એમના કાર્યનાં પરિણામો દુર્ભાગ્યે ગુમાવી બેઠેલા પણ એમના શિક્ષકકાર્યના સાક્ષી છે. આ એમની વિદ્યાર્થી-કૃતિઓ એ શાખ પૂરશે કે વિપ્ર કરુણાશંકર સંસ્કારકર્તા હતા.

મારા સદ્ભાગ્યે મને અનેક શિક્ષકોનો, વિદ્વાનોનો, વિચારકોનો સમાગમ થયો છે; પણ મને કોઈ પૂછે કે તમને કેટલા બ્રાહ્મણોનો—પેલા વિદ્યાસૂક્તમાં નિર્દેશેલા બ્રાહ્મણ જેવા બ્રાહ્મણોનો—

विद्या हवै ब्राह्मण मा जगाम
गोपाय मा शेवधिष्टेऽहमस्मि ( नि. પૃ. ૧૭૫ )

"જે બ્રાહ્મણની પાસે વિદ્યા આવી કહે છે કે 'મારું રક્ષણ કર, હું તારું સુખનિધાન છું'"—એવા કેટલા બ્રાહ્મણોનો પરિચય છે?—તો હું કહું કે એવો તો એક જ બ્રાહ્મણ મેં જોયો છે: રૈક્વ કરુણાશંકર—વિદ્યાનિષ્ઠ, ધન નિઃસ્પૃહી, કોમલ છતાં તેજસ્વી—સચ્ચારિત્રને સેવતો.

રસિકલાલ છોટાલાલ પરીખ



## મારી દષ્ટિએ ગુરુજીનું જીવનદર્શન

---

વિદ્યામય જીવન જીવી, વિદ્યાનું દઈ દાન,
- વિદ્યાનો દઈ વારસો કર્યું વિદ્યામ'માન.

### ગુરુજીની શિક્ષાપદ્ધતિ :

चित्रं वटतरोर्मूले वृद्धाः शिष्या गुरुर्युवा ।
गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु छिन्नसंशयाः ॥

મૌનથી સધાતું હોય ત્યાં સુધી તેઓ કદી વાણીનો પ્રયોગ કરતા જ નહિ; અને તે એમની તમામ નોંધો પરથી સૌ કોઈને પ્રત્યક્ષ જણાઈ આવે એમ છે.

હવે આશ્રમમાં શિક્ષાપદ્ધતિ અને અક્ષરજ્ઞાનની યોજનાઓ સંબંધે કાંઈક : વ્યાકરણની શુષ્કતા દૂર રહેવી જોઈએ; અને તે રસપ્રદ બને તેવી રીતે સરળ અને શ્રેષ્ઠ સાહિત્ય દ્વારા સહજ ગ્રહણ કરીને ઠસાવી શકાય તેમ થવું જોઈએ. તદનુસાર તદ્દન સરળ પણ શ્રેષ્ઠ સંસ્કૃત

શ્લોકોનો—સેંકડો, કહો કે હજારોનો—સંગ્રહ એકત્રિત કરી પછી તેમાંથી એક એક શ્લોક લઈ તેમાં આવતા સ્વભાષામાં પ્રચલિત અને સામાન્ય રીતે ઠીક ઠીક પરિચિત શબ્દોના પર્યાય અમરકોષમાંથી લેવા. એટલે તેમાં આવતા કેટલાક પર્યાયો પણ સ્વભાષામાં પ્રચલિત અને પરિચિત હોવાથી બાળકના મન પર એક એવો સંસ્કાર પડી રહે કે એને શબ્દનો અર્થ યાદ રાખવા ગોખણની કે એવા બીજા કોઈ અસ્વાભાવિક ઉપાયની આવશ્યકતા 'જ તદ્દન મટી જાય. જેમ કે (૧) જલ, ઉદક, વારિ ઇ૦; (૨) જલજ, વારિજ, ઇ૦; પંકજ (૩) સૂર્ય, રવિ, ભાનુ, દિનકર ઇ૦. તે જ પ્રમાણે ક્રિયાપદ, અવ્યય, ઇ૦ ઇ૦ પણ. રૂપાખ્યાન ગોખવાને બદલે શબ્દરૂપાવલીનો ઉપયોગ શબ્દકોષ—ડિકશનરી—ની જેમ જ કરવો. તેવી જ રીતે શબ્દના અનેકાર્થ, વિભક્તિઓ, લિંગ, વચન પણ. ધાતુરૂપકોશનો ઉપયોગ પણ તેવી જ રીતે કરવો. કાળ, પદ, પુરુષ તથા વચન પણ તે જ પ્રમાણે કરવાં.

પ્રગતિ સ્વાભાવિક અને રસિક બની રહે તેમ—વ્યક્તિગત કે સામૂહિક—જ્યારે જેની જેવી આવશ્યકતા જણાય ત્યારે તેનો તેવો પ્રયોગ અજમાવતા જવું ને આગળ વધતા જવું.

**સ્વલ્પ પણ શ્રેષ્ઠ; ઘણું ઘણાં નહિ** : આ સૂત્રો આ પદ્ધતિનો આત્મા—પ્રાણરૂપ—છે. સમય જતાં બાળક પોતે જ વ્યાકરણની આવશ્યકતા સમજી જશે અને સામાન્ય

ઉપરથી વિશેષ જાણવાની જિજ્ઞાસા સહજ રીતે તેને થશે. તે વખતે સમાસ, શબ્દરચના (વ્યુત્પત્તિ), વાકચરચના, ઇ૦ ઇ૦ અનેક વ્યાકરણનાં અંગોનો પરિચય, જરૂર પ્રમાણે અને રસપ્રવાહ તેવો ને તેવો જ—બલ્કે તેથીયે વધારે—અધિકાંશે ચાલુ રહી શકે તે રીતે, અનેક ગ્રન્થો, વિષયો, સમાનાર્થ તથા અનેકાર્થ શબ્દોના પ્રયોગોનો પરિચય કરાવી શકાય તેવા શ્લોકોને લક્ષ્ય કરી બાળકો ઉપર અત્યાર સુધી પડેલા સામાન્ય સંસ્કારોને જરૂર જણાય તેમ તેમ વિશેષ સંસ્કારનું સ્વરૂપ આપતા જવું.

આમ કરતાં કરતાં બાળક કેવી રીતે અને ક્યારે વિસ્તૃત સાહિત્યમાં પ્રવેશ પામી ગયો તેની તેને પોતાનેય ખબર રહેતી નથી, અને શિક્ષકની હાજરીમાં જ સ્વયં અભ્યાસક બનવા સતત પ્રેરણા પામ્યા જ કરે છે. વળી શિક્ષક તો સ્વયં અભ્યાસક હોય છે જ, એટલે પોતાને સહજ વૃત્તિ થઈ આવે ત્યારે જ ઊર્મિ અને ઉત્સાહપૂર્વક બાળકને કહેવા કંઈક પ્રેરાય છે. તેથી તે ક્ષણે જ—લોઢું ગરમ હોય તે જ વખતે ટીપીને જેમ જે ઘાટ ઘડવો હોય તે ઘડી શકાય છે તેમ—બાળકમાં ધાર્યો સંસ્કાર પાડી શકાય છે!

આ પદ્ધતિમાં નિર્મિત સમય, વિષય, અભ્યાસક્રમ, પાઠ્ય પુસ્તકો કે એવું કાંઈ જ હોતું નથી. સમય કુદરતી હાજત સિવાયનો બધો જ અભ્યાસ માટે હોય. જાગે

ત્યારથી સૂએ ત્યાં સુધી અધ્યયન કરે. સૂવાનું પણ ત્યાં જ —અધ્યયનાલય—આશ્રમ–માં જ. સવારમાં ઊઠીને તરત અભ્યાસ શરૂ થાય. કોઈ પ્રકારની અસહજતા–કૃત્રિમતા–ને ક્યાંય કંઈ પણ અવકાશ જ ના હોય. બાળક ને શિક્ષક રાત્રે સૂતી વેળા સમેટીને મૂકેલા અભ્યાસનું સવારે ઊઠીને તરત જ અનુસંધાન કરી આરંભ કરે. અભ્યાસની સતતતા દિનરાતમાં કોઈ પ્રકારે તૂટે નહિ. એ અભ્યાસનું સ્વરૂપ સદા આવું હોય : स (अभ्यासः) तु दीर्घकाल–नैरन्तर्य–सत्कारसेवितो दृढभूमिः । અર્થાત્ એ અભ્યાસ **દીર્ઘકાલ** એટલે ક્યાં સુધી એનો હિસાબ નહીં ! દૃઢભૂમિ—પાકો પાયો થતાં સુધી. **નૈરન્તર્ય** એટલે સતત–સંતત—લેશ પણ સમયની તેમ જ ચાલુ વિષયની સતતતા–ધારાવાહિકતા ખંડિત–તૂટક થયા વિના **સત્કારસેવિત** એટલે હૃદયના રસ અને ઉત્સાહપૂર્વક ઔષધ રસાયનના સેવનની જેમ જ્યારે સેવન કરાય ત્યારે જ દૃઢ અને નિશ્ચળ બની શકે. અર્થાત્ જીવનભર વિદ્યાભ્યાસ તો થતો રહેવો જોઈએ.–જે ગુરુજીએ પોતાના જીવંત ઉદાહરણથી આપણ સૌને પ્રત્યક્ષ કરાવેલ છે. તેથી જ કહી શકાય કે "વિદ્યામય જીવન જીવી...કર્યું વિદ્યાસંમાન."

આ પદ્ધતિએ અભ્યાસને અનુકૂળ ને પૂરતું એક પુસ્તકાલય જોઈએ, જેમાં અધ્યયનના ચાલુ પ્રયોગમાં જ જે સમયે, જે સ્થળે, જે જે ગ્રન્થ જોઈએ તે તરત જ, તત્ક્ષણ, વગર વિલંબે

હાથ લાંબો કરતાં જ હાથમાં આવી જાય એવી વ્યવસ્થા હોય ! કોસિન્દ્રામાં તે પ્રમાણે બની શકે તેટલું સંગૃહીત હતું જ—જેની મદદથી હું મારું અધ્યયન કરી શક્યો છું. સટીક ટીપ્પણી સાથે મોટો અમરકોશ, *सुभाषित-रत्न-भाण्डागार*, સંસ્કૃત મોટો શબ્દકોષ—જે મોટા કદનાં પાકાં પૂઠાંમાં બંધાવેલ બહુ જ મજબૂત—ચાર વૉલ્યુમમાં હતો. પછી *कौमुदी*, *धातुरूपकोश* અને એવા એવા કેટલાય મહત્ત્વના રેફરન્સ માટે ગ્રન્થો, જેમની સાહાય્યથી માત્ર એક જ શબ્દ પણ જો સંપૂર્ણ રીતે સમજાઈ શકે—" एकः शब्दः सम्यग्ज्ञात सम्यक् प्रयुक्तश्च " તો " स्वर्गे लोके कामधुग् भवति । " આહા ! તેનુ પરિણામ કેવું અને કેટલું અદ્ભુત આવે !

ગુરુજીએ સ્વયં આ જ પ્રમાણે અભ્યાસના એ સ્વરૂપને જીવનમાં અનુભવી આપણી આગળ પ્રત્યક્ષ કરી બતાવેલ છે. એમ ગુરુજી પોતાના જ ઉદાહરણથી આપણને વિદ્યાપ્રાપ્તિનો ઉપાય દર્શાવી ગયેલ છે. તેથી આપણે કહી શકીએ કે ' વિદ્યાનું દઈ દાન ' ગુરુજીએ ' કર્યું વિદ્યાસંમાન. '

હવે सिद्धिं पृच्छस्व मा विद्याम् । આ પણ ગુરુજીની પદ્ધતિનુ એક અતિ મહત્ત્વનુ અંગ છે. વિદ્યાનુ પ્રયોજન સિદ્ધ થવું જોઈએ—નિષ્ફલ ન જવું જોઈએ. આ લક્ષ્યબિંદુથી ગુરુજી પોતે સિદ્ધ વિદ્યાવાન પુરુષોને આમંત્રી આશ્રમમાં વિદ્યાર્થીઓ-ને તેમનો પ્રત્યક્ષ પરિચય કરાવતા અને આમ કરીને એક એવો—જીવનભર ટકે એવો—દૃઢ સંસ્કાર પાડતા કે જે એ

મહાપુરુષોના સાક્ષાત્ સંગથી તેમ જ પરોક્ષ તેમનાં સંજીવન પથ-દર્શક લખાણોથી નિરંતર આત્મનિરીક્ષણ, આત્મશિક્ષણ અને આત્મપરીક્ષણ કરતા જ રાખે. સદ્ગત શ્રીક્ષિતિમોહન સેન, કાકા કાલેલકર, ઇ૦ ઇ૦ અને એવા કેટલાય મહાપુરુષો ત્યાં આશ્રમમાં આવી ગયેલ.

**હવે ગુરુજીનો શિક્ષક સંબંધી આદર્શ :** નિરંતર વિદ્યાભ્યાસી, કોઈ એકાદ વિષયમાં સાચી રીતે પારંગત (તલસ્પર્શી), આજીવિકા પૂરતો જ અધ્યાપકનો ધંધો ઇચ્છનાર (प्राणयात्रिकमात्रः) શિક્ષક હોવા છતાં ગુરુજી પોતે તો એવા માનસવાળા આદર્શ શિક્ષકને પણ પૂરતી અનુકૂળતા— કદી પણ એને (શિક્ષકને) જીવિકા સંબંધી કંઈ પણ ચિંતા—સ્મરણ સુદ્ધાં ન થાય એવી અને એટલી બધી સગવડ—આપવામાં માનતા. આથી કેટલાક, મર્મ સમજ્યા વિના એમને (ગુરુજીને) ઉદારને બદલે ઉડાઉમાં પણ ગણી કાઢે છે.

આ પદ્ધતિમાં શીખનાર અને શીખવનાર બંનેને સંપૂર્ણ સ્વાભાવિક છૂટ (સ્વ-તંત્રતા) રહેવી જોઈએ. છતાં યોગ્ય મર્યાદાના સંપૂર્ણ પાલનપૂર્વક તેનું ઉલ્લંઘન ન થવું જોઈએ. તો પણ જે જે ત્રુટિઓ અને ખામીઓ હોય તેમ જ પ્રયોગ દ્વારા જણાય તે તે બધી અભ્યાસ, અધ્યયન અને અધ્યાપન દ્વારા અનુભવથી જાણી સુધારતા રહેવાનુ હોય છે.

બાળકને ટોક ટોક કરીને કે ફરજ પાડીને પરાણે કદી

કંઈ પણ સૂચવવાનું કે કરાવવાનું નથી હોતું. ઉદાહરણ: હું પેટલાદ બોર્ડિંગમાં જ્યારે ભણતો ત્યારે ગુરુજી પોતે પસંદ કરેલા કેટલાક વિદ્યાર્થીઓને સવારમાં વહેલા ચાર વાગ્યે ગુજરાતી સાહિત્યનો પરિચય કરાવતા. હવે બોર્ડિંગમાં સૌને માટે ઊઠવાનો સમય સુપરિન્ટેન્ડેન્ટે સાડા પાંચ વાગ્યાનો ઠરાવેલો. એટલે આ શિક્ષણનું કાર્ય તે પહેલાં ખતમ કરવું જ પડે, તેથી ચાર વાગ્યે અમને ઊઠાડવા માટે ગુરુજી પોતે વહેલા આવી જગાડતા. એમની જગાડવાની પદ્ધતિ આવી હતી : એક રૂમમાં અમે ત્રણ જણ રહેતા. ત્યાં ગુરુજી આવી બરાબર ચાર વાગ્યે બંધ બારણાને બહારથી તર્જની આંગળીથી માત્ર એક જ ધીમેથી ટકોરો મારે, અને શીખવવાના સ્થાને જતા રહે. ટકોરો થાય તે વખતે અમે તો જાગતા જ હોઈએ, એટલે ટકોરો સાંભળતાં જ ખોંખારો કરી જણાવીએ કે હા, અમે ઊઠીએ છીએ. પછી અમે જલદી જલદી મોં ધોઈકરી ત્યાં હોલમાં હાજર થઈ જઈએ.

આમ શિષ્યોની પસંદગી કરી કોઈ પણ પ્રકારના દબાણ વિના સ્વાભાવિકતાથી જ તેઓ શિક્ષણ આપતા.

**હવે એમની પોતાની શિક્ષણપદ્ધતિ સંબંધી** કંઈક : ખાસ કરીને અમને ( પોતે, આંગળીને વેઢે ગણી શકાય એટલા અમુક જ, પસંદ કરેલા વિદ્યાર્થીઓને ) ‘ કલાપીના કેકારવ ’માંથી તેમ જ ‘ કાવ્યમાધુર્ય ’માંથી

પસંદ કરેલાં કેટલાંક કાવ્યો સમજાવતા. તેઓ પોતે કદી પણ કાવ્ય ગાતા નહિ, પણ જે સુસ્વરે, મુક્તકંઠે ભાવપૂર્વક સહજ જ રસથી ગાઈ શકે એવા જ વિદ્યાર્થી પાસે ગવરાવતા અને એના શ્રવણ દ્વારા રાગનો પરિચય કરાવી ગાતાં શીખવતા. કેટલાક એવા રાગ અમે ત્યાં શીખેલા કે જે હાઈસ્કૂલ અને કૉલેજમાં પણ ભાગ્યે જોવા કે જાણવા મળે તો પ્રત્યક્ષ ગાતાં તો ક્યાંથી શીખવાનું મળે ? આમ હરિણી, દ્રુતવિલંબિત, શાલિની, ગીતિ, ઇ. ઇ. અને એવા બીજા રાગો-વૃત્તો ગાતાં અમને ત્યાં (બોર્ડિંગમાં) શીખવા મળેલું.

હવે આમ કાવ્ય ગવરાવતાં પોતાને જે કાંઈ કહેવાનું સહજ સ્ફુરી આવે તે, અમારા સામૂહિક માનસને અનુકૂળ થાય એવી રીતે સમજાવતા. આહા ! આ વખતે અમારી તલ્લીનતા એવી અને એટલી બધી થઈ જતી કે અમને દેશકાળનું પણ ભાન રહેતું નહિ !

ખાસ કરીને ગુરુજી પદ્ય જ શીખવતા. ગદ્ય ઓછું પણ આદર્શ. ગદ્યમાં અમને શાળામા પાઠ્ય પુસ્તક તરીકે ગુરુજી ‘ચારિત્ર’ નામનુ પુસ્તક ભણાવતા. એમાંનો આ એક શ્લોક મને આજીવન જીવનપથદર્શક બની રહ્યો છે :

**यथा चतुर्भिः कनक परीक्ष्यते निघर्षणच्छेदनतापताडनैः ।**
**तथा चतुर्भिः पुरुषः परीक्ष्यते श्रुतेन शीलेन गुणेन कर्मणा ॥**

વળી એમાં જ આવતા આત્મનિરીક્ષણ, આત્મશિક્ષણ અને આત્મપરીક્ષણ સંબંધી બોધની અસર પણ એટલી જ

ચિરસ્થાયી બની રહી છે. આમ વિદ્યાની સિદ્ધિ કરીને અન્યને કરાવવાની એમની આ પદ્ધતિથી ગુરુજીએ વિદ્યાનો વારસો દઈ વિદ્યાનું સંમાન કર્યું હતું.

થોડુંક જ થાય પણ તે અન્ય સમભાવાત્મક રેફ્રન્સથી વિસ્તૃત અને વિપુલ એટલું બધું બની જતું અને નક્કર સંસ્કાર રૂપે હૃદયમાં રોપાઈ જતું કે જાણ્યે-અજાણ્યે પણ મોટી ઉમ્મરે વ્યવહાર—પ્રવૃત્તિમય જીવનમાંયે યોગ્ય તકે હૃદયમાં પ્રકાશી ઊઠે !

હવે આ બધું સમાપ્ત કરી અંતિમ એક વાત કહી લઉં કે ગુરુનાં સહવાસ, વિચાર, વાણી અને વર્તનનો સાક્ષાત્ પ્રભાવ જે શીખવી શક્યો છે તે તો અનુભવી જ જાણી કે સમજી શકે ! ત્યાં તર્ક, વિતર્ક, દલીલ વગેરે સર્વ કાંઈ કેવળ નિરર્થક જ નીવડે ! ગુરુજીના એ પ્રભાવે મને કેવો અને કેટલો શ્રદ્ધાળુ અને શુશ્રૂષુ બનાવ્યો છે તેનું એક અનુભૂત ઉદાહરણ અહીં આપું છું.

કોસિન્દ્રામાં મારી બાને સખ્ત માંદગી આવી—એટલી બધી સખ્ત કે પોતે જાતે તો પડખું ન જ ફેરવી શકે પણ અમેય એમને માંડમાંડ પડખું ફેરવાવી શકતાં. કેટલોક સમય એમ વીત્યા પછી એક દિવસ માજીએ એમની તીવ્ર ઇચ્છા અમને જણાવીને કહ્યું, ' ભાઈ! મને દેશમાં સિંદોર લઈ જાઓ. ' અને તરત જ શ્રવણની માતાપિતાની શુશ્રૂષા મારા હૃદયમાં ખડી થઈ ગઈ. તરત વિના વિઘ્ને હું તો

ઊપડ્યો ગુરુજી પાસે અને માજીની તીવ્ર ઇચ્છા એમને વિદિત કરીને 'હું શું કરું ?'–એમ પૂછ્યું. એટલે ગુરુજી કહે, 'જવાનું જ.' અને આજ્ઞા થતાં હું તરત જ પાછો ઘેર ગયો અને માજીને સિહોર લઈ જવાની તૈયારી કરવા મંડ્યો. બની શકે તેટલી ત્વરાથી સજ્જ થઈ માજીને કમમાં કમ કષ્ટ પડે એવી શક્ય તેટલી સગવડથી ઘેરથી સ્ટેશન અને સ્ટેશનથી ઠેઠ સિહોર ઘેર અમે માજીને પહોંચાડ્યાં. ત્યાં પણ તેમની સ્થિતિ તો ગંભીર જ હતી–એટલી બધી ગંભીર કે પછી તો કફને જોરે બોલતાં પણ બંધ પડી ગયાં અને બસ સૂનમૂન પડી જ રહે ! ત્યારે પણ અમે તો શ્રવણને જ હૃદયમાં રાખી શુશ્રૂષા કર્યા કરતા. અને ગુરુજી ? અહા ! એ તો જાણે નજર આગળ ખડા જ હોય !

આમ ને આમ કેટલાક દિવસો વીત્યા પછી, કોણ જાણે કેમ અચાનક માજી બોલી ઊઠયાં, 'ભાઈ !' મેં કહ્યું, 'હાં.' માજી કહે, 'હવે હુ જાઉં છું.' હું સમજી ગયો કે આ એમની અંતિમ ક્ષણ છે. જરીક થંભી વળી ફરી માજીએ કહ્યું, 'મારો જીવ કશામાં નથી.' એટલું કહી ક્ષણવાર ચૂપ રહી વળી બોલ્યાં, 'હા, એક વાત મનમાં છે, પણ તે તો તને ભગવાન આપશે.' આટલુ કહીને તરત જ આંખ મીંચીને સંપૂર્ણ સંતોષથી અંતિમ શ્વાસ લીધો ને શાશ્વત સમાધિસ્થ થઈ રહ્યાં. અહો ! મુખ પર, આ વખતે, કેવી સૌમ્યતા ! સર્વ પ્રકારે આવી શાન્ત મનોદશામાં મૃત્યુ પામવું

કેટલું વિરલ છે ? હું તો આ પ્રસંગથી, મરાય કેવી રીતે, તે પાઠ સાક્ષાત્ શીખ્યો. ગુરુજીને આ ભાવિની પહેલેથી ખબર હશે કે શું ? અનંત શાસ્ત્રોથી પણ ન પામી શકાય એવો બોધ મૌન દ્વારા દેવાની ગુરુજીની શૈલી કોઈ અજબ જ હતી!

વળી મુંબઈ ગુરુજીના મૃત્યુ સમયે હું એમની પાસે જ હતો. એમને મેં શય્યામાં અંતિમ ક્ષણે સમાધિસ્થ અવસ્થામાં જોયાં જ કરેલા ! શ્રીહરિએ સૃષ્ટિના કાર્યમાં એમને સોંપેલ સ્વકર્તવ્ય બજાવ્યા પછી બોલાવી લીધા હોય અને પોતે (ગુરુજી) પણ શ્રીહરિની ઇચ્છાને શિરે ચડાવી દેહવિસર્જન કરી પહેરેલા વસ્ત્રનું પ્રયોજન પૂર્ણ થઈ જતાં જેમ વસ્ત્ર ઉતારી પ્રશાન્ત બની નીરાંતે આરામ લે તેમ શ્રીહરિના ચરણશરણમાં શમી ગયા.

બસ ! યોગ દ્વારા પણ આવી શિક્ષા મળી શકતી હશે ખરી ? કે પછી ગુરુજી જ યોગી હોઈ યોગને વ્યાવહારિક સ્વરૂપ આપી આમ પાત્રને પરખી, અનુગ્રહ કરી, શિક્ષાની ભિક્ષા આપતા ? ગમે તેમ હો !

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥

દેવશંકર વિશ્વનાથ ત્રિવેદી



## અવિસ્મરણીય

'ગન રહે જ્યાહરે પાછલી ખટ ઘડી
સાધુ પુરુષને સૂઈ ન રહેવું.'

—એ નરસિંહ મહેતાના પ્રભાતિયાએ શ્રી કરુણાશંકરનાં બ્રાહ્મમુહૂર્તો સાથે મૈત્રી બાંધી હતી. જાગતાંની સાથે પ્રાર્થનાય જાગે ને બાહ્ય વ્યાપૃતિઓના પડદા પાછળ તે ચાલ્યા કરે. 'કાર્ય એ પ્રાર્થના અને પ્રાર્થના એ કાર્ય' એ સત્ય એમના જીવનમાં આગળ તરી આવતું, ને શાંત ગંભીર ભાવે ને ધીર વેગે એમના આત્માને પ્રેર્યે જતું. આમાંથી જ કોસિંદ્રાની જનતાને પ્રભાતફેરીની પ્રથા પ્રતિ વળવાનો ઉમળકો આવ્યો હતો. આળસ, પ્રમાદ ને અઘોરીપણાનો અંત આણવામાં ને જાગેલી ચેતનાને પુણ્યપ્રવૃત્તિમાં પલોટવામાં આ પ્રથા કેવો ઉપકારક ફાળો આપી શકે તેમ છે તે તો અનુભવથી જ જણાય.

આર્યસંસ્કૃતિનો જ્યારે હ્રાસ થઈ રહ્યો હતો અને

પાશ્ચાત્ય સંસ્કારો પગપેસારો કરવાની ધૃષ્ટતા દાખવી રહ્યા હતા તે વખતે લાલ બત્તી બનેલું આ વિપ્રવરનું ઉદાત્ત આત્મજીવન પોતાનું સંસ્કારપ્રચારનું કાર્ય મૂગે મોઢે કરી રહ્યું હતું. ગામઠી શાળામાં અનેક વિદ્યાર્થીઓને પુણ્ય પ્રેરણાનાં પીયૂષ પાયા પછી અમદાવાદના એક વિદ્યાપ્રેમી ને સંસ્કારવાંછુ શ્રીમંતના ઘરમાં આર્યતાના આ ઉપાસકે સાત્ત્વિક ભાવે સેવાકાર્ય સ્વીકાર્યું ને લક્ષ્મીના ધામમાં સરસ્વતીનું વર્ચસ્વ વિજયી બનાવ્યું. સાચાં કાર્યો વિસ્તારથી નહિ પણ ચેતનગુણની એકાગ્રતાથી મપાય છે એ દર્શાવતું એમનું શિક્ષણકાર્ય અંબાલાલ સારાભાઈની ગૃહશાળાને સંસ્કારનું સત્તીર્થ બનાવતું ખીલવા ને ખિલાવવા લાગ્યું. આદર્શ ઉપરની પ્રૌઢ પ્રીતિ, નિઃસ્પૃહતા, નિરભિમાનિતા ને ઉન્નતભાવી નમ્રતાએ ત્યાં ધનના પ્રભાવને પોતાથી પ્રભાવિત કરી દીધો ને એને નમતાં ને નવાજતાં શિખવાડ્યું.

આ અરસામાં એટલે કે યાદ છે ત્યાં સુધી ૧૯૨૦ની સાલમાં હું અમદાવાદ ગુજરાત કૉલેજમાં પ્રથમ વર્ષમાં દાખલ થયો. પૂ. શ્રી અંબુભાઈએ પણ તે જ વરસે સારંગપુર વ્યાયામશાળા હાથમાં લીધી. અંબુભાઈ સાથે જ હું રહેતો અને વ્યાયામશાળામાં પણ એમની સાથે જઈ મારો ભાગ ભજવતો. પૂ. શ્રી કરુણાશંકરનું ઘર તે વખતે સારંગપુરમાં હતું ને એમના ચિરંજીવી વ્યાયામ માટે આવતા. પૂ. અંબુભાઈ સાથે એમને ત્યાં પણ હું ગયો હોઉં

એવું મને યાદ આવે છે. એક વસ્તુ તો મને બરાબર યાદ રહી ગઈ છે ને તે એ કે પૂ. શ્રી કરુણાશંકર કોઈનુંય ધ્યાન ન ખેંચાય એવી રીતે સાંજને વખતે વ્યાયામશાળામાં આવતા ને એક બાજુએ ચૂપચાપ ઊભા રહી શિક્ષકની દૃષ્ટિએ બધું જોતા. એમની હાજરીનો જ કંઈ ઓર પ્રભાવ પડતો. એથી મારા જેવા વધારે સાવધાન થઈ જતા, બોલવા-ચાલવામાં સંયમ સાચવતા ને એ જે આશા રાખતા હોય એવું લાગતું હતું તે આશામાં એમને નાસીપાસી ન થાય એની સંભાળ રાખતા.

આ ભૂમિકા ઉપર અમારો પ્રથમ સમાગમ થયો, ને તે વખતે કોણ જાણતું હતું કે બીજાં બેત્રણ વરસમાં હું એમની કોસિન્દ્રાની આશ્રમશાળામાં વ્યાયામશિક્ષક તરીકે જઈશ ને આત્મીયતામાં પરિણત થનારા એમના નિકટના સંબંધનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત કરીશ? પણ એ પ્રમાણે જ થયું; કારણ કે કૉલેજમાં અઢીએક વર્ષ ભણ્યા પછી એ ભણતર ઉપરનો મારો રસ ઊડી ગયો ને અધ્યાત્મભાવનાએ એનું સ્થાન લઈ લીધું.

મેં અમદાવાદ છોડ્યું ને નર્મદામૈયાને કિનારે ભરૂચમાં ધામા નાખ્યા. અંબુભાઈનો કુટુંબી બનેલો હું ત્યાંય એમને ઘેર રહેવા લાગ્યો, ને અરવિંદતત્ત્વ કાર્યાલયનું કાર્ય સંભાળતો રહી ત્યાંની વ્યાયામશાળામાં પણ મારી સેવાનો ફાળો આપવા લાગ્યો.

એવામાં સદ્‌ગત શ્રી છોટુભાઈ પુરાણીને 'માસ્તર' સાહેબનું આમંત્રણ આવ્યું ને શ્રી છોટુભાઈની સાતઆઠની મંડળીમાં મને પણ સાથે લેવામાં આવ્યો. ચોમાસાના એક દિવસે અમે ભરૂચથી સંખેડા-બહાદરપુર ગાડીમાં ગયા ને ત્યાંથી પગદંડીએ ભાટપુરને રસ્તે કોસિંદ્રા જવા ઊપડ્યા. ભાટપુર આવતાં પહેલાં રાત પડી ગઈ હતી ને ત્યાંની ચીકણી માટીમાં વરસાદના પાણીએ સુંદરની ગાર અમારી કસોટી માટે તૈયાર રાખી હતી. અમે તો કોસિંદ્રા જવાનો નિશ્ચય કરેલો જ હતો એટલે રસ્તો પૂછી પૂછીને અંધારાં ઉલેચતા ને કાદવ ખૂંદતા મોડી રાતે આખરે કોસિંદ્રા પહોંચ્યા ને છુટકારાનો દમ ખેંચ્યો.

અમારા આગમનની ખબર ગામમાં પહોંચી ગઈ ને શ્રી કરુણાશંકર ગામના ભાવિકોને લઈને ભાગોળે સામા આવ્યા અને આનંદાશ્ચર્યભર્યો આવકાર આપી અમને ઉતારે લઈ ગયા, ને મધરાતે શીરોપૂરી કરાવડાવી જમાડ્યા. બીજે દિવસે ગામલોકોને સુ. શ્રી છોટુભાઈનો ને જોડે જોડે અમારો થોડો પરિચય કરાવ્યો ને નદીકિનારે અમારા વ્યાયામના પ્રયોગોનો કાર્યક્રમ ગોઠવ્યો. ત્યાંના ભલાભોળા ઉત્સાહી ભાવિકોને આનંદ થયો, ને તે જ વખતે ત્યાં વ્યાયામશાળા કાઢવાનું નક્કી થયું ને સુ. શ્રી છોટુભાઈએ એને માટે મને પસંદ કર્યો. પછી તો અમે પાછા આવ્યા; પણ આતિથ્ય તો આ એવો અહોભાવ અનુભવતા અનુભવતા.

ભરૂચ આવી કેટલીક વ્યવસ્થા કરવાની હતી તે કરીને હું વહાલાં વચ્ચેથી વિદાય થયો, ને કોસિંદ્રામાં શ્રી કરુણાશંકરની છત્રછાયા નીચે મુક્ત મને ને મુક્ત આનંદે કામે લાગી ગયો.

જોયું તો ત્યાં બધું નિરાળું જ હતું. ત્યાં પૈસાની કિંમત નહોતી; કિંમત હતી વિદ્યાની, સદ્ગુણની, સુશીલતાની, માણસાઈની/ ને સુસંસ્કારની. એક મોટો સામુદાયિક જ્ઞાનયજ્ઞ આરંભાયો હતો; અપૂર્વ ત્યાગનો અગ્નિ વિદ્યાની વેદીમાં પ્રજ્વલિત બની રહ્યો હતો; ભાવ, ભાવના ને ભાવિકતાનો પાવનકારી પ્રસાદ પ્રાશન માટે વહેંચાઈ રહ્યો હતો; સ્વાર્થત્યાગની સ્પર્ધા ચાલતી હતી; આરાધના ઉતાવળ કરી રહી હતી; પૃથ્વીના પ્રભુનો પ્રેમ પ્રસન્ન થઈ સહૃદય સરળતાનાં સરોવરો છલકાવી રહ્યો હતો.

અશ્રદ્ધાના આ જમાનામાં, ગુરુવાદની ગર્હા કરતી આસ્થાહીન આધુનિકતામાં, આપ્તજન પ્રત્યેના સમાપ્ત થતા જતા વિશ્વાસના આ વસમા સમામાં આર્યોચિત શ્રદ્ધા, ગુરુસેવામાં ગૌરવ લેતી ભલીભોળી ભક્તિ, આપ્તવચનને સાભાર સ્વીકારી લઈ એમાંથી આત્મલાભ મેળવવાની અધીનભાવી તત્પરતા—એમણે ત્યાં મને સત્યયુગનો આછો આભાસ કરાવ્યો ને આર્ય આદર્શોના ઉપાસક મારા આત્માએ પરમ સંતોષ અનુભવ્યો. રઘુવંશમાં કાલિદાસે જેનું સુંદર વર્ણન કર્યું છે તે વિશ્વજિત યજ્ઞ પછીનું રઘુનું સર્વસ્વદાન કોસિંદ્રા-

મા મે પ્રત્યક્ષ જોયુ દેવું કરીને પણ વિદ્યાદાનના મહિમાના મહોત્સવો માણવા માટે આગળ પડનારા ત્યાના ઉદાર આત્માઓનુ સ્મરણ કરતા શિર ઝૂકી પડે છે, એમને ધન્ય વાદની અજલિઓ અર્પતા થાક લાગતો નથી

પણ આ અદ્ભુત રૂપાન્તર કોણે સાધ્યુ ? આપણા ગામડાઓનુ તમસ, જડ ઘાલી બેઠેલી જડતા, સુલ્લકતામા ગચતી કૃપણવૃત્તિ કોને સ્પર્શે પ્રલીન થઈ ગઈ ? એનો જવાબ—જીવતો જાગતો જવાબ જોઈતો હોય તો જવુ પડશે શ્રી કરુણાશંકરની—કોસિંદ્રાના ગુરુજીની સમક્ષ એ ગૃહસ્થ છતાય વાનપ્રસ્થ, સાધુતાના આડબર વિનાના સાધુ પુરુષ, સૌજન્યના માનદંડરૂપ મહાજન, વિદ્યા, વિનય, વિવેકના દીક્ષાગુરુ વિપ્રવરના વાતાવરણમાથી એ, દૈવી જાદુઈ અસર પ્રસરી કે એ આ કલ્પી ન શકાય એવા પરિણામની પ્રસૂતા બની ગઈ

કોસિંદ્રા કાશીપુર ને એની આસપાસના ગામડા ના સાધુપુરુષનો સત્સગ સેવવા માટે આ સસ્કારગગના સ્નાન કરી અભિનવ સત્સસ્કારથી શોભન બનવા માટે એમની મધુરી વાણીમાથી વિદ્યાની દેવીનો પ્રસાદ પ્રાપ્ત કરવા માટે, એમણે આરભેલા યજ્ઞમા આહુતિઓની આવસર્ગ ભેગે કૃતાર્થભાવે સમર્પવા માટે સોત્સાહ આવતા નમીને ઊંચા થતા, આપીને મેળવતા, જીવનને ચેતનવતા બનાવતા આજકાલ એ પ્રદેશમા જે પ્રગતિ ચાલી રહી છે તેનો પાયો

આ આજીવન વિદ્યાર્થી ને વિદ્યાગુરુના મૂગા કાર્યે જ સુદૃઢપણે નાખ્યો છે એની કોણ ના પાડી શકશે ?

આબાલવૃદ્ધ સૌના 'ગુરુજી'નું નામ જ્યારે જુઓ ત્યારે જપાતું જ હોય. કંઈ કરવાનું હોય, ક્યાંક કોઈ વાંધો પડ્યો હોય, કોઈને ઘર બાંધવું હોય કે કોઈને કોઈ પ્રસંગ ઊજવવો હોય ત્યારે ગુરુજીની ગોદ શોધવામાં ને સેવવામાં આવતી. એમનું વચન એટલે જાણે બ્રહ્માક્ષર, એમની પ્રસન્નતા એ સૌની પ્રસન્નતા. એમનો આર્દ્ર અણસારો એ આદેશ. અને આ જીવનશિક્ષાના આદર્શ ગુરુ, ઈશ્વરમાં અવિચળ વિશ્વાસ રાખી વર્તનારા આસ્થાળુ આત્મા વહાલથી બધો ભાર વહેતા અને પરમાત્માની કૃપાને આધારે એનું નાવ ચલાવતા.

મારા વખતના ત્યાંના શિક્ષકોમાં મુખ્ય હતા શ્રી ગોરધનભાઈ, શ્રી દેવશંકર ને જેમનું નામ યાદ નથી એવા એક ગુરુકુળના સ્નાતક ગૃહસ્થ. હું પોતે તો વ્યાયામ ને એને લગતી પ્રવૃત્તિઓ સંભાળતો, વિદ્યાર્થીઓના ભોજનાલય ઉપર નામની નજર રાખતો ને મારી પાસે આવનાર વિદ્યાર્થીઓને યથાશક્તિ સહાયભૂત થવામાં રસ લેતો.

અમે સર્વે શિક્ષકો પૂર્ણ સ્વતંત્રતા ભોગવતા હતા. અમારા કામમાં કોઈનીય કોઈ જાતની ડખલગીરી કદી થતી નહિ. વિદ્યાર્થીઓ પણ એક પ્રકારના મુક્ત વાતાવરણમાં

વિદ્યાભ્યાસ કરતા, ખેલતાકૂદતા ને વિકાસને માર્ગે આગળ વધતા. અઠવાડિયામાં એક દિવસ—શનિવારે—આસપાસનાં ગામડાં, પહાડ કે જંગલમાં હું વિદ્યાર્થીઓને દૂર દૂર લઈ જતો ને કેટલીક વાર ચોમાસાના દિવસોમાં રાત પડી ગયા પછી પણ અમે પાછા ફરતા; છતાંય નહિ શાળાની કે નહિ ઘેરથી માબાપોની ફરિયાદ ! સૌ પરસ્પર સ્નેહજન્ય વિશ્વાસ રાખતાં. આવી જ રીતે વર્ષમાં બેએક વાર પાવાગઢ, સુરપાણ, આબુ જેવાં દૂરનાં સ્થળોએ વિદ્યાર્થીઓને મુસાફરી માટે ને તે તે સ્થળનાં ધામોના પરિચય માટે લઈ જવાની યોજનાઓમાં ગામનાં મોટેરાંઓ પણ જોડાતાં. ફરતી નિશાળનો અમારો વિચાર અમલમાં મુકાતાં પહેલાં હું પૉંડિચેરી આવી ગયો; નહિતો શ્રી કરુણાશંકરની આશિષ સાથે ત્યાંના અમારા વિદ્યાર્થીઓ એક સ્થળે ખૂંપી રહેવાને બદલે મુક્ત વિહંગમોની માફક સંસ્કારનાં, સૃષ્ટિસૌન્દર્યનાં, તેમ જ તીર્થનાં વિધવિધ ધામોમાં વિચરતા વિચરતા સહજ ભાવે શિક્ષણ પામી શકત.

૧૯૨૪થી હું કોસિંદ્રાના કાર્યમાં જોડાયો તે ૧૯૨૬ સુધી ત્યાં કાયમ રહ્યો; જો કે દર વરસે બેત્રણ કે ચાર મહિના સુધી હું ત્યાંથી પૉંડિચેરી આવી જતો ને શ્રી કરુણાશંકર તથા ગામલોકો મને મુક્ત મને સહકાર આપતા. એક રીતે કહું તો કોસિંદ્રા મારા પૉંડિચેરીના નિવાસની પૂર્વભૂમિકા જેવું બની ગયું હતું. કરુણાશંકરની હાર્દિક સહાનુભૂતિએ

મારી આધ્યાત્મિક ભાવનાઓને અનુમોદન આપવામાં બેસુમાર ઉદારતા બતાવી છે અને નગદ સહાય આપી મને શ્રીઅરવિન્દને ને માતાજીને ચરણે સ્થાપ્યો છે એવું અમુક અંશે નિઃસંકોચ કહી શકાય.

૧૯૨૬માં હું દર વરસ આવતો હતો તેમ પોંડિચેરી આવ્યો, ને આવ્યો તે આવ્યો. આ વરસે જીવનનો આખરી નિશ્ચય થયો ને તરત જ અમલમાં મુકાયો. કોસિન્દ્રાંએ કશો વિરોધ કર્યો નહિ, ઊલટું મને અનેકવિધ સહાય કરીને ઉત્તજન આપ્યું. શ્રી કરુણાશંકર બ્રહ્મમાર્ગના યાત્રી ક્યાં નહોતા ? એમણે અને એમના મંડળે બ્રહ્મોચિત બહાલી આપી મને બડભાગી બનાવ્યો.

આ પ્રકારે હું કોસિંદ્રાથી વિખૂટો પડ્યો—બહારથી તો પડ્યો, પરંતુ અંતરથી અંતરંગ સ્નેહસંબંધથી સદાકાળ જોડાયેલો રહ્યો છું. પુરાણાં ગુરુકુળોનો કંઈક ખ્યાલ આપનાર કોસિંદ્રાના આશ્રમના કુલપતિ કરુણાશંકર વિદ્યાર્થીઓના વત્સલ પિતા—પિતામહ બનેલા હતા. માબાપો અને એમનાં બાળકો ઉભય એમની છાયામાં વિદ્યા પ્રાપ્ત કરી ધન્યભાગ્ય બનેલાં છે; એમના પવિત્ર જીવનમાંથી પ્રેરણા મેળવી પ્રગતિપંથનાં યાત્રીઓ બનેલાં છે. એ પરમ આદરણીય આર્ય આત્મા એક દેહ છોડીને અનેક દેહોમાં વિદ્યમાનતાએ વિરાજી રહ્યો છે. આર્યોના ઉચ્ચ સંસ્કારો, આર્યોચિત ઉચ્ચ આશાઓ ને અભિલાષાઓ, આર્યજીવનની ભવ્યતાને

વિકસાવનાર ને વિલસાવનાર ભગવદ્-ભાવનાઓ—આ એક ઉદાત્ત આત્માએ અલ્પ સમયમાં જગાડ્યાં ને જીવનમાં વિજયની વાટે વધતાં બનાવ્યાં એ કંઈ નાનીસૂની વાત નથી. એમનું આરંભેલું કાર્ય એમના ગયા પછીય કંઇ અટકી પડ્યું નથી. એમનાં વાવેલાં ઉત્તમ બીજ ઋતુની અનુકૂળતા અનુસાર ફૂટ્યાં છે, ફૂટતાં રહેશે ને ફાલતાંયે રહેશે. કોસિંદ્રા એટલે કરુણાશંકર ને કરુણાશંકર એટલે કોસિંદ્રા—એ અવિસ્મરણીય વિપ્રવરની પરિણત પ્રતિભાનું પરિણત ફળ—અમર ફળ.

શ્રી અરવિન્દ આશ્રમ
પોંડિચેરી
તા. ૯-૧૧-'૬૦

પૂજાલાલ દલવાડી



## ૨૫ કરુણાશંકરભાઈના થોડા સ્મરણો

કરુણાશંકરભાઈ એક પ્રસિદ્ધ કેળવણીકાર તથા જાણીતા શિક્ષણશાસ્ત્રી હતા એમને માતૃભાષા માટે ઘણો પ્રેમ હતો સંસ્કૃત સાહિત્યના એ સારા અભ્યાસી હતા, હિંદી અને બંગાળીના પણ એ જ્ઞાતા હતા બાળકોના અને એમના શિષ્યોના ચારિત્ર્યના ઘડતરમાં એમનો ઘણો મોટો ફાળો હતો પોતાના પરિચયમાં આવનાર હરકોઈ વ્યક્તિમાં સંસ્કારનું સિંચન કરવામાં એ પરમ ધર્મ માનતા એ અનેકના મિત્ર હતા, અનેકના ગુરુ હતા, અનેકના સ્નેહી હતા પરિચયમાં આવનારને એ સ્વજન જેવા લાગતા હતા જાણીતા વનપતિઓ, સાહિત્યકારો અને કલાકારો સાથે એમને મીઠો સંબંધ હતો, એ બાબત જાણીતી છે, પરંતુ એ બધા કરતા એ ઉમદા હૃદયના માણસ હતા, એક સાચા સજ્જન હતા, એ વાત મારે મન બહુ કીમતી છે

આયુષ્ય તો ઘણાય લાંબુ જીવી જાય છે, સાચા ઝવેરાત

વગર વધારે પ્રતિષ્ઠા પણ ઘણાને મળી જાય છે, જિંદગીમાં ચારે તરફ 'વાહવા, વાહવા' પણ ધારે તો માણસ કરાવી શકે છે, મોજશોખમાં–પૂર્ણ દબદબામાં–આબરૂભેર લોકો જીવી પણ જાય છે; તથાપિ કશાની પણ પરવા કર્યા વગર આજીવન પોતાના સિદ્ધાન્તને વળગી રહેનાર માણસો જ્યાં-ત્યાં મળતા નથી. કરુણાશંકરભાઈ આવા વિરલ મનુષ્યોમાંના એક હતા.

એમની સાથે મારો સંબંધ લગભગ પચાસ વર્ષ સુધી એકધારો રહ્યો છે. અમારી બંનેની ઉમ્મર લગભગ સરખી. બાવીસ વર્ષની ઉમ્મરે અમારો પ્રથમ પરિચય થયો તે જરા પણ શિથિલતા વગર છેવટ સુધી ચાલ્યો છે. આને હું ભગવાનની કૃપા માનું છું. મારા જીવનમાં સૌથી વધારે અભિમાન લઈ શકું તેવી કોઈ હકીકત હોય તો તે મારી સાથેના મારા સન્મિત્રોના મીઠા સંબંધની છે. મકરપુરાના નરોત્તમભાઈ (નરોત્તમદાસ ત્રિભુવનદાસ પાઠક–વડોદરાના જાણીતા યુવાન કવિ રવિશંકર પાઠકના પિતા), વડોદરાના મથુરભાઈ (મથુરભાઈ ઠક્કર), કરુણાશંકરભાઈ વગેરે સ્નેહીઓનાં શુભનામની કિંમત મારે મન બહુ મોટી છે.

કરુણાશંકરભાઈ સાથે મારો પ્રથમ પરિચય થયો એ પ્રસંગ જેવો ને તેવો હજુ મને યાદ છે. એ વખતે કરુણાશંકરભાઈ વડોદરામાં ગુજરાતી સાતમા નંબરની શાળામાં શિક્ષક તરીકે કામ કરતા હતા. હું પણ શાળા નં.

૪મા શિક્ષક તરીકે થોડા વખતથી જોડાયો હતો. કરુણાશંકર તે વખતે જોગીદાસ વિઠ્ઠલની પોળમા રહે, અને મારુ ઘર ચોણ ડીમા છીપુરકરના ખાચામા. અમે બ ને સમયસર ઘેરથી નીકળીએ, અને જુદી જુદી દિશામાથી આવતા એક જ ઠેકાણે – ઘણુ કરીને પથ્થર ગેટ આગળ મળીએ. શરૂઆતમા કોઈનુ ધ્યાન ખેચાયુ નહિ; પણ પછીથી એકબીજાનુ ધ્યાન ખેચાયુ મને થતુ, 'આ માણસ ખૂબ નિયમિત લાગે છે. રોજના સ્થળે જ હમેશા એના દર્શન થાય છે જગાય આગળપાછળ નહિ. અજબ !' કરુણાશકરના મનમા પણ એવો જ વિચાર રમતો હતો આખરે એક દિવસ નજીક આવી જતા કરુણાશકર ઊભા રહ્યા; હુ પણ અટકી ગયો; ને સ્વાભાવિક રીતે એકમેકને નમસ્કાર થઈ ગયા

'આપ શુ કોઈ શિક્ષક છો ?' – ખૂબ વિવેકથી કરુણાશકરભાઈએ મને પૂછ્યુ મે કહ્યુ, 'હાજી, હુ શાળા ન ૪મા કામ કરુ છુ. આપ ?'

'હુ શાળા ન. ૭મા કામ કરુ છુ આપણે બને એક જ માર્ગના પ્રવાસી છીએ '

'ઘણો આનદ થયો. ઘણા દિવસથી આ જ સ્થળે રોજ આપના દર્શન થતા હતા, એથી મને સહજ કુતૂહલ થતુ હતુ. આપ ખૂબ નિયમિત લાગો છો '

'મારા તરફથી પણ એ જ શબ્દો કહેવાના છે,' કહીને એમણે સ્મિત કર્યું, અને અમે નમસ્કાર કરી છૂટા પડ્યા

એ પછી રોજ નમસ્કારનો ક્રમ ચાલુ થયો, અને અમારું ઓળખાણ ધીરે ધીરે વધવા લાગ્યું.

એક દિવસ શાળામાં જતી વખતે રોજના નિયમ પ્રમાણે રસ્તામાં કરુણાશંકર મળ્યા. મારા હાથમાં એ વખતે 'બુદ્ધિપ્રકાશ'નો એક અંક હતો. એ અંકમાં સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ (કવિ કાન્ત)નું પ્રખ્યાત 'વસંતવિજય' કાવ્ય જોઈ કરુણાશંકરે કહ્યું, 'હરકત ન હોય તો આ અંક આજનો દિવસ મને આપો. કાન્તનું કાવ્ય જોવાની ઇચ્છા છે. આવતી કાલે આપને હું ચોક્કસ અંક પાછો આપીશ.' મેં કહ્યું, 'ભલે! આપ લઈ જાઓ અને બરાબર વાંચી રહો ત્યાં લગી રાખજો. કાલે ને કાલે પરત કરવાની કંઈ જરૂર નથી.' પણ કરુણાશંકર બોલે એ મિથ્યા હોય કે? બીજે દિવસે કોઈ કારણસર ઘેર હું થોડી વાર રોકાયો અને રોજના સમય કરતાં શાળામાં જરા મોડો ગયો, એટલે કરુણાશંકર સાથે રસ્તામાં મુલાકાત થઈ નહિ, ત્યારે એમણે મારી શાળામાં 'બુદ્ધિપ્રકાશ'નો અંક પહોંચતો કર્યો અને સાથે કહેવડાવ્યું, 'ઘણો આભાર!'

આ અને આવા બીજા અનેક પ્રસંગોથી મેં જોયું છે કે નાની નાની બાબતોમાં પણ કરુણાશંકરભાઈ બહુ ચોક્કસ અને નિયમિત રહેતા.

અમારો પરિચય ઘણો વધી ગયો હતો. એકબીજાનાં

હૃદય નજીક આવી ગયા હતા એક દિવસે કોઈ મહત્ત્વના કામે હુ અમદાવાદ ગયો હતો ઘેર છોકરા એકલા હતા તે વખતે કરુણાશંકરભાઈ બહારગામથી સહકુટુબ વડોદરે મારે ઘેર આવ્યા એમનો સત્કાર કોણ કરે? ખાવાપીવાનો ભાવ કોણ પૂછે? પણ કરુણાશંકરને મન મારુ ઘર એ પારકાનુ ઘર ન હતુ એમણે નિશ્ચિત મને ઘરમા બિસ્ત્રા પોટલા નાખ્યા, અને બજારમા જઈ દૂધ, મીઠાઈ વગેરે લઈ આવ્યા પછી પોટલુ છોડી આણેલી નાસ્તાની વસ્તુઓ બહાર કાઢી અને ઓરડાની વચમા મારા છોકરાની સાથે બેસી બધાએ પેટપૂજા કરી છોકરાને ખૂબ મઝા પડી આવા 'કાકા' કોને ન ગમે? સાજે હુ આવ્યો ત્યારે કરુણાશંકરે હસીને કહ્યુ, 'રામકૃષ્ણભાઈ! તમારે ત્યા મહેમાન આવ્યા છે' પછી તરત કહ્યુ, 'પણ સકોચ રાખવાનુ કઈ કારણ નથી, તમારી ગેરહાજરીમા એમનો સત્કારવિધિ મે બરાબર કર્યો છે' કેવો સ્નેહ! કેવો આત્મીય ભાવ!

એવો જ એક બીજો પ્રસગ મને સાભરે છે એક દિવસ ઓચિતા એ પધાર્યા મારુ ઘર તે વખતે ઝૂપડી જેવુ હતુ હવા અજવાળુ જોઈએ તેવુ નહિ અધૂરામા પૂરુ માણસની સખ્યા એકદમ વધી ગયેલી ખાટલામા, ગોદડામા, ભીતોમા, પુસ્તકોમા—જ્યા જુઓ ત્યા રાત્રી પડે ને એ ઉભરાવા માડે આવા ઘરમા કરુણાશંકરને આરામ નહિ મળે એમ ધારીને નજીકમા એક ઓળખીતાના

મકાનમાં એમની સૂવાની વ્યવસ્થા મેં કરાવેલી; પણ મારી એ યોજનાનો અસ્વીકાર કરતાં કરુણાશંકરે મીઠાશથી કહ્યું, 'રામકૃષ્ણભાઈ! એ કદી નહિ બને. હું તો તમારા જ ઘરમાં તમારી નજીકમાંજ સૂઈશ.' અને ખરે! ગણ્યા ગણાય નહિ એટલા માકણદેવતા પ્રત્યે તેત્રીસ કોટિ દેવતા પધાર્યા હોય તેવો સદ્દભાવ બતાવી જરાય અસ્વસ્થ બન્યા સિવાય આખી રાત્રી તેમણે પસાર કરી. જો કે અમારા બંનેમાંથી કોઈ ઊંઘી શકયું ન હતું. પણ સવારે કરુણાશંકરે કહ્યું, 'આવો વખત કયારે મળવાનો હતો? માકણદેવતાનો ઉપકાર માનો કે એમની કૃપાથી આખી રાત એકબીજા સાથે વાતચીત કરવામાં પસાર કરી શકયા.' આવું સ્નેહભીનું હૃદય શું જ્યાંત્યાં મળી શકે?

એક પ્રસંગ વધારે. એક વખત અમદાવાદની કોર્ટમાં કેસની તારીખ હોવાથી હું અમદાવાદ ગયેલો. સાંજની ગાડીમાં વડોદરે પાછો આવવાનો સંકલ્પ હોવાથી પછી મળાશે નહિ એમ ધારી કોર્ટમાં જતા પહેલાં કરુણાશંકરભાઈને મળવા હું એમને ઘેર ગયો. કુશળવર્તમાન પૂછ્યા પછી મારા આવવાનું કારણ જાણી લઈ એમણે કહ્યું, 'કોર્ટમાં જવાનો હજુ થોડો સમય છે. દરમિયાન જમવાનું તૈયાર છે. જમીને જજો.' એ દિવસે અગિયારસ હતી તેથી મારે જમવાનું હતું નહિ એટલે મેં કહ્યું, 'આજે મારે અગિયારસ છે માટે કાંઈ પણ જાતની તકલીફ ઉઠાવશો નહિ.' કરુણાશંકર તે

વખતે મૌન રહ્યા; પણ બપોરે હાથમાં ઝોળી લઈ કોર્ટમાં આવ્યા. પ્રથમ કેસ સંબંધી હકીકત જાણી લીધી. પછી થોડી વાર વાતચીત કરી જતી વખતે ઝોળી મારી સામે ધરીને કહ્યું, 'આ લો.' ઝોળી ફળથી ભરેલી હતી. તે હાથમાં લઈ મેં પૂછ્યું, 'આ કોને માટે?' મંદ સ્મિત કરી અત્યંત સરળતાથી એમણે કહ્યું, 'તમારે માટે. આજે તમારે અગિયારસ છે ને? થોડો ફળાહાર કરવો જોઈએ ને?' કરુણાશંકરભાઈની મારા પ્રત્યેની આવી લાગણી જોઈ, મને યાદ છે કે થોડી વાર સુધી હું બોલી શક્યો ન હતો.

એક દિવસ નાહીને પૂજામાં હું બેઠો હતો અને કરુણાશંકર ઘરમાં દાખલ થયા. આવતાં વેંત એમણે પૂછ્યું, 'રામકૃષ્ણભાઈ! ઈશ્વરસાન્નિધ્યમાં રોજ કેટલો સમય આપો છો?' હું ગૃહભંગ થયેલો અને છોકરાં નાનાં તેથી જગત-વ્યવહાર સાચવી નોકરી, ગૃહકાર્ય વગેરે સંભાળી ઈશ્વર-સાન્નિધ્યમાં વધારે સમય આપવો તે મારે માટે બહુ મુશ્કેલ હતું, અને એથી ઝાઝો સમય મારાથી પ્રભુપ્રીત્યર્થે આપી શકાતો ન હતો, એટલે મેં કહ્યું, 'કરુણાશંકરભાઈ, મારાથી નિયમિત રીતે જોઈએ તેટલો સમય આપી શકાતો નથી. બહુ અલ્પ સમય મળે છે.' આના જવાબમાં કરુણાશંકર-ભાઈએ જે શબ્દો કહેલા તે હજુ પણ જાણે મારા કાનમાં સંભળાયા કરે છે. એમણે કહેલું, 'નાહીને ભસ્મ લગાવી

દેવસેવાના તાકા પાસે બેસી જેટલો સમય અપાય એટલો જ ઈશ્વરસાન્નિધ્યમાં સમય પસાર થયો છે એમ શા માટે માનો છો ? હરતાંફરતાં, જગતનો વ્યવહાર સાચવતાં શું ઈશ્વરસાન્નિધ્યમાં માણસ નથી રહી શકતો ? ઈશ્વરનું સ્મરણ, ભગવાન સંબંધી વિચાર હરકોઈ સ્થિતિમાં, હરકોઈ સમયે જરૂર થઈ શકે છે; અને એવી રીતે વીતેલો સમય એ ઈશ્વરસાન્નિધ્યમાં જ પસાર થયેલો ગણાય.'

કરુણાશંકરભાઈમાં સામાને પ્રોત્સાહન આપવાની અજબ કળા હતી. પરિચયમાં આવનારના હૃદય સુધી પહોંચી જઈ એનું સુખદુઃખ, આચારવિચાર વગેરે એ બહુ સહેલાઈથી જાણી લેતા, અને યોગ્ય લાગે તે પ્રમાણે કોઈ વખત આડકતરી રીતે તો કોઈ વખત સ્પષ્ટ રીતે જે કહેવાનું હોય તે કહી દેતા. ખૂબીની વાત તો એ હતી કે એમના શબ્દે સામો માણસ જરૂર વિચાર કરતો થઈ જતો.

સાથે સાથે એ પણ કહેવું જરૂરી છે કે સામો માણસ, પછી ભલેને એ નાનામાં નાનો હોય, સામાન્યમાં સામાન્ય હોય, પણ એનામાં જો કોઈ ગુણ દેખાયો કે તરત કરુણાશંકરભાઈ એને સમજવા અને ઓળખવા તત્પર બની જતા.

મુખઈથી કોઈને જણાવ્યા સિવાય ચૂપકીથી એ બધાને છોડીને આ જગતમાંથી ચાલ્યા ગયા ત્યાર પૂર્વે થોડા માસ

અગાઉ એ મારે ઘેર વડોદરે આવેલા અને બે દિવસ રહેલા તે વખતે કોને ખબર હતી કે કરુણાશંકરભાઈની એ છેવટની જ મુલાકાત છે!

એ છેલ્લા બેત્રણ દિવસ મારે ત્યાં રહેલા તે વખતે સવારમાં અમે બેઠા હતા અને કંઈક વાતચીત કરતા હતા એવામાં 'રામરામ જય રાજા રામ! રામરામ જય સીતારામ!' એમ તંબૂર સાથે મીઠા સ્વરથી ધૂન મચાવનાર એક સાધુ મારે આંગણે પધાર્યા. આ સાધુમહારાજને ઘણા વખત મેં જોયેલા, ઘણા વખત અમારા ફળિયામાં પણ એ આવેલા, એટલે મારું ધ્યાન ખાસ કંઈ ખેંચાયું નહિ; પણ કરુણાશંકર માત્ર અવાજ ઉપરથી, ક્ષણેક વાતચીત બંધ કરી એમને સાંભળી રહ્યા અને પછી તરત મારા પુત્ર રાજારામને એક રૂપિયો આપી કહ્યું, 'સાધુબાવાની ઝોળીમાં રૂપિયો નાખી મેડે પધારવા જરા કહો.' થોડી વારમાં 'રામરામ જય રાજા રામ'ના મીઠા સૂર સાથે મહારાજ હાજર થયા. અમે ઊભા થયા; મેં પાટલો લાવી મૂક્યો. કરુણાશંકરે ફરીથી એક રૂપિયો એમની ઝોળીમાં નાખ્યો અને કહ્યું, 'કંઈ સંભળાવો તો બહુ કૃપા!' પાટલા ઉપર ઊભા રહી સાધુ-મહારાજે મીઠા સ્વરથી બેચાર સારાં ભજનો સંભળાવ્યાં ને હિંદીમાં એના ઉપર વિવેચન કર્યું. પછી તે પોતાને રસ્તે પડ્યા. પણ કરુણાશંકરને એમાં કંઈ અવેરાત લાગ્યું. એમણે એ સાધુ મહારાજના મુકામની ભાળ મેળવી લીધી

અને સાંજે એમને મુકામે જઈ થોડો સમય પસાર કર્યો. તાત્પર્ય એ કે જરા સરખો પણ કોઈનામાં ગુણ એ જોતા કે તરત એમનું માથું નમતું.

આવા સત્પુરુષોનું નામ અને કામ બંને ચિરંજીવી બને છે.

રામકૃષ્ણ ભાઈશંકર ભટ્ટ



## ૨૧. પૂ. કરુણાશંકર

મારો શરૂઆતનો અંગ્રેજી અભ્યાસ મેં મારા વતન ધોડાસરમાં કરેલો. ત્યારબાદ અમદાવાદની નેટિવ હાઈસ્કૂલ માંથી ત્રીજું ધોરણ પાસ કરી સને ૧૯૧૪માં હું પેટલાદ હાઈસ્કૂલમાં ચોથા ધોરણમાં દાખલ થયો. અમદાવાદથી પેટલાદ જવાનાં મુખ્ય કારણ પેટલાદમાં બોર્ડિંગની સગવડ અને પેટલાદ બોર્ડિંગની કાને આવેલી ખ્યાતિ — આ બે હતાં.

પેટલાદ બોર્ડિંગમા રહેવાની તેમ જ ખાવાપીવાની ઘણી સારી સગવડ હતી, અભ્યાસને માટે વાતાવરણ અનુકૂળ હતું, અને જીવન તદ્દન સાદું હતું; જો કે સાથે સાથે શિસ્ત પણ સખત હતી — સવારમા પાચ વાગ્યે નિયમિત ઊઠવાનુ જ અને ન ઊઠો તો દંડ થાય, રાત્રે ૯ વાગ્યે ઘંટ વાગે એટલે બત્તીઓ બુઝાવી નાખી સૂઈ જ જવાનુ, બોર્ડિંગ સુપરિન્ટેન્ડન્ટની રજા સિવાય બોર્ડિંગની

બહાર ન જવાય અને જનારનો દંડ થાય કે બોર્ડિંગમાંથી રુખસદ મળે. પરંતુ થોડા જ વખતમાં જણાઈ ગયું કે હાઈસ્કૂલમાં કે હાઈસ્કૂલ બહાર વિદ્યાર્થીઓનું–ખાસ કરીને હોશિયાર અને ભાવનાશાળી વિદ્યાર્થીઓનું–સ્વાભાવિક આકર્ષણ બોર્ડિંગના સુપરિન્ટેન્ડન્ટ કે હાઈસ્કૂલના અન્ય શિક્ષકો નહિ, પરંતુ ગામમાં રહેતા, ચોથા ધોરણથી મૅટ્રિક સુધી ફક્ત ગુજરાતી–જે વખતે ગુજરાતી મૅટ્રિકમાં પણ પરીક્ષાનો વિષય ન હતો–શીખવતા અને અંગ્રેજી–જે વખતે અંગ્રેજી ભાષાનું પ્રભુત્વ સર્વત્ર હતું–નહિ જાણતા સ્વ. પૂ. કરુણાશંકર હતા.

પેટલાદ હાઈસ્કૂલમાં હું હતો તે દરમ્યાન લગભગ ત્રણ વર્ષ સુધી મને સ્વ. પૂ. કરુણાશંકરના નિકટ સમાગમમાં આવવાનું અને તેમની પાસેથી પ્રેરણા પ્રાપ્ત કરવાનું સદ્ભાગ્ય સાંપડેલું. આ સમય દરમ્યાન તેમના વ્યક્તિત્વની, તેમની શીખવવાની પદ્ધતિની, તેમના ઊંડા અભ્યાસની, તેમ જ તેમના આદર્શવાદની જે છાપ મારા ઉપર પડી તેની આછી રૂપરેખા આપવા આ લેખમાં હું પ્રયત્ન કરીશ.

પૂ. કરુણાશંકર એક આદર્શ શિક્ષક હતા એટલું જ નહિ, પરંતુ તેમની શીખવવાની રીત પણ સાવ અનોખી હતી. પ્રાચીન સમયના ગુરુ વિશે કહેવાયું છે કે "गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु छिन्नसंशयाः।" ગુરુનું મૌન એ જ તેમનું વ્યાખ્યાન. આમ છતાં આ મૌનરૂપી વ્યાખ્યાનથી શિષ્યોના

બધા સંશયો દૂર થઈ જતા. આ પણ એક આશ્ચર્ય ને ? સ્વ. પૂ. કરુણાશંકર પણ શીખવ્યા વગર વિદ્યાર્થીઓને શીખવતા. આ પણ આશ્ચર્ય જ કહેવાય ને ? તેઓ ગુજરાતીના વર્ગ લેવા શાળામાં આવતા, પરંતુ તેમણે કોઈ દિવસ પણ વર્ગમાં આવી એકાદ કાવ્ય લઈને તેની કડીઓના અર્થ વિદ્યાર્થીઓને સમજાવ્યા નથી, કોઈ ગદ્ય લખાણ લઈને તેની સમજૂતી આપી નથી, કે કોઈ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું નથી. એ તો જે કાવ્ય કે પાઠ શીખવવાનો હોય તેના અર્થ તેમ જ તેનું રહસ્ય સમજવા માટે જરૂરી એવું સાહિત્ય વર્ગમાં લાવી વિદ્યાર્થીઓ સમક્ષ મૂકી દેતા. દા. ત. કવિશ્રી નાનાલાલનું કોઈ કાવ્ય વર્ગમાં ચાલવાનું હોય તો તે કાવ્યના અર્થ કરી બતાવતા નહિ, પરંતુ સદરહુ કાવ્ય સાથે સરખાવી શકાય તેવાં તે જ કવિનાં તથા બીજા કવિઓનાં કાવ્યો, સદર કાવ્યો ઉપર બીજા ખ્યાતનામ વિવેચકોએ કરેલા વિવેચનો, અને કવિ અને તેમનાં કાવ્યો સંબંધી જેટલી મળી શકે તેટલી માહિતી વિદ્યાર્થીઓ આગળ મૂકી દેતા અને તેમને આ બધાનો અભ્યાસ કરવા સૂચના અને પ્રેરણા આપતા. કોઈ મહાન પુરુષ વિશેનો લેખ અભ્યાસક્રમમા આવતો તો તે દુનિયાના અનેક મહાપુરુષોના જીવનચરિત્ર અંગેનાં પુસ્તકો વિદ્યાર્થીઓ સમક્ષ ધરી દેતા.

આ સ્થળે એ જાણી લેવાની જરૂર છે કે અમારા

વખતમાં બધા વિષયો અંગ્રેજી મારફત શિખવાતા હોવા છતાં, સર્વત્ર અંગ્રેજીનું પ્રભુત્વ હોવા છતાં, અને ગુજરાતી મેટ્રિકમાં પરીક્ષાનો વિષય ન હોવા છતાં—બીજી શાળાઓમાં તો ગુજરાતી શીખવવા પ્રત્યે ભાગ્યે જ કોઈ ધ્યાન આપતું—પેટલાદ હાઈસ્કૂલના વિદ્યાર્થીઓને—ખાસ કરીને હોશિયાર વિદ્યાર્થીઓને—ગુજરાતીના વિષયમાં એટલો રસ પડતો કે તેઓ અંગ્રેજી તેમ જ બીજા વિષયો કરતાં ગુજરાતીના અભ્યાસ પાછળ પોતાનો વધુ સમય ગાળતા. આ વાત હેડમાસ્તરને તેમ જ બીજા શિક્ષકોને પસંદ પડતી નહિ અને આ વિદ્યાર્થીઓને તેઓ ઘણી વાર ઠપકો પણ આપતા. પૂ. કરુણાશંકરમાં વિદ્યાર્થીઓને પોતાના તરફ આકર્ષવાની કેવી અદ્ભુત શક્તિ હતી તેનો ખ્યાલ આ ઉપરથી આવી શકશે.

વળી અમુક વર્ગમાં અમુક કાવ્ય કે બીજું સાહિત્ય શીખવવાનું હોય તેને માટે કેવી તૈયારી તેઓ કરતા તેની ખબર છે ? દરરોજ પરોઢે ચાર વાગ્યે ઊઠી જે કાવ્ય કે નિબંધ શીખવવાનો હોય તેને લગતું લગભગ સમગ્ર સાહિત્ય—ફક્ત ગુજરાતી નહિ પરંતુ સંસ્કૃત અને બંગાળી પણ—તેઓ જોઈ જતા અને તે તમામની સંક્ષિપ્ત નોંધ તૈયાર કરતા. આવી અને આટલી તૈયારી કરી વર્ગમાં જનારા વિરલ અધ્યાપકો અને આધ્યાપકોમાં સ્વ. પૂ. કરુણાશંકરનું સ્થાન મોખરે આવે એ નિઃસંશય છે.

સ્વ. પૂ. કરુણાશંકરના વિદ્યાર્થીઓને બીજો એક વિશેષ લાભ મળતો તે આઃ પૂ. કરુણાશંકર ઉચ્ચ પ્રકારના ગુજરાતી સાહિત્ય સાથે એટલા બધા ગાઢ સંપર્કમાં રહેતા કે ગુજરાતી ભાષામાં શિષ્ટ સાહિત્યનું કોઈ પણ પુસ્તક બહાર પડતું કે તુર્ત જ તે તેમની પાસે આવી જતું અને ઘણા સાક્ષરોને પણ તે વાંચવાનો પ્રસંગ અને સમય મળે તે પહેલાં જ તેમના વિદ્યાર્થીઓના હાથમાં તે આવી જતું. કવિશ્રી નાનાલાલનાં કેટલાંક ઉત્તમ કાવ્યો તો બહાર પડ્યા પહેલાં જ પૂ. કરુણાશંકર મારફત અમને વાંચવા મળતાં.

પૂ. કરુણાશંકર માત્ર પરીક્ષામાં પાસ થવાની દષ્ટિથી નિયત થયેલાં પાઠ્ય પુસ્તકો વાંચીને બેસી રહેનાર વિદ્યાર્થીઓની હંમેશાં દયા ખાતા. પૂરતી તૈયારી સિવાય વર્ગમાં શીખવવા જનાર, વિદ્યાર્થીઓને પરીક્ષા પાસ કરાવવા પૂરતી જ તસ્દી લેનાર, પગાર ઉપર જ દૃષ્ટિ રાખનાર, શિક્ષણના કામ સાથે બીજો ધંધો કરનાર, સંકુચિત વૃત્તિના સ્વમાનહીન અને આદર્શવિહોણા શિક્ષકોની પણ પૂ. કરુણાશંકર દયા ખાતા અને ઘણી વાર તેમની ખુલ્લી રીતે ઠેકડી પણ ઉડાવતા.

પૂ. કરુણાશંકર અને તેમના નિકટ પરિચયમાં રહેનાર વિદ્યાર્થીઓ વચ્ચેનો સંબંધ પણ અનેરો હતો. આ વિદ્યાર્થીઓ જ્યારે જ્યારે સમય મળે ત્યારે સાંજના અને લગભગ દરેક રવિવારે પેટલાદ બોર્ડિંગમાંથી પૂ. કરુણાશંકરને ત્યાં

જતા અને તેમના સહવાસનો લાભ મેળવતા આ વિદ્યાર્થીઓ ને પૂ કરુણાશંકરનુ ઘર પોતાનુ ઘર જ લાગતુ અને તેમના કુટુબના માણસો પોતાના જ કુટુબના માણસો હોય તેવી રીતે તેઓ તેમની સાથે ભળી જતા આ વિદ્યાર્થીઓ સાથેનો પૂ કરુણાશંકરનો સબધ એવો હતો કે પૂ કરુણાશંકર પ્રત્યે તેમને સપૂર્ણ માન અને ભક્તિ હોવા છતા તેઓ તેમને કદી પણ 'સાહેબ' કહીને સબોધતા નહિ કે રસ્તામા સામા મળે ત્યારે પ્રણામ કરવાની જરૂર જોતા નહિ જેના પ્રત્યે હૃદય માન અને ભક્તિપૂર્ણ હોય અને જેની સાથેનો સબધ અત્યત નિકટનો હોય તેને બે બે હાથ જોડીને બાહ્ય શિષ્ટાચાર કરવાની જરૂર હોય ખરી?

પૂ કરુણાશંકર બૌદ્ધિક શિક્ષણ આપવાની દૃષ્ટિએ ઉત્તમ શિક્ષક હતા, તેમની શીખવવાની શૈલી અપૂર્વ હતી, તેઓ વિદ્યાર્થીપ્રિય હતા, તેઓ મહાન અભ્યાસી અને સમર્થ શિક્ષણશાસ્ત્રી હતા આ બધા ઉપરાત તેઓ કઈક વિશેષ હતા તેઓ તેમના નિકટ પરિચયમા આવનાર વિદ્યાર્થીઓના ચારિત્ર્યના ઘડવૈયા અને તેમને ઉચ્ચ જીવન ગાળવાની પ્રેરણા આપનાર પ્રેરણામૂર્તિ હતા તેમના સાન્નિધ્યમા કોઈ હીન વિચાર આવતો જ નહિ તેમની સમીપમા રહેતા, તેમની વાતો સાભળતા અને તેમણે સૂચવેલા પુસ્તકો વાચતા સેવા, ત્યાગ, માનવપ્રેમ, દેશભક્તિ, કર્તવ્યભાવના, અને સસ્કારી જીવનની દીક્ષા મળતી

વિદ્યાર્થીઓને ઉચ્ચ જીવન ગાળવાની પ્રેરણા આપવાની જે અનન્ય શક્તિ પૂ. કરુણાશંકરમાં હતી તે શક્તિએ તેમના શિક્ષક તરીકેના બીજા ગુણોને અપૂર્વ દીપ્તિ આપી તેમને ગુજરાતના એક (મારે મન અદ્વિતીય) આદર્શ શિક્ષક બનાવ્યા.

તેમના નિકટ પરિચયમાં રહેવાનું અને તેમની પાસેથી ઉચ્ચ, સેવાભાવી અને અભ્યાસમય જીવન ગાળવાની પ્રેરણા પામવાનુ સદ્ભાગ્ય જેમને સાંપડયું છે તેમાંનો હું પણ એક હતો એનુ સ્મરણ કરતાં હૃદય ધન્યતા અને કૃતજ્ઞતા અનુભવે છે.

આ નાનકડા લેખ દ્વારા હું સ્વ. પૂ. કરુણાશંકરને મારી નમ્ર શ્રદ્ધાંજલિ અર્પું છું.

નડિયાદ
કારતક સુદ ૧, ૨૦૧૪

**ફૂલસિંહજી ડાભી**

